(મહેરબાની કરી વાંચ્યા વિના કપાટમાં ધરશો નહી.)

# देवजी स्वामि विरह.

रचनार

माउ अमरचंद भवान मेंगणीवाळा.

छपावी प्रसिद्ध करनार.

हकमीचंद कल्याणजी दोसी. गोंडलवाळा

दोहरो.

स्वर्ग मृत्यु पातालमें, सुन्यो न सुख हे क्यांहि;
बसें सुख वैरागमें, ओरहि. संतन मांहि. १

अमदावाद मध्ये.

પાનકોરને નાકે ધાંચીની વાડીમાં
"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ"માં
નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યો.

સંવત ૧૯૫૪ સને ૧૮૯૮

વીર સંવત ૨૪૨૪

કીંમત ત્રણ આના.

# अर्पण पत्रिका.

राज्यमान राजेश्री सामळजी खोडा.

स्वस्थान जेतपूर.

આપનામાં દયા, ઉદારતા, પરોપકાર વિગરે સારા ગુણોને લીધે તેમજ ગંભીર, નિષ્કપટ અને મ ાળુ સ્વભાવને લીધે જેતપુર તળપદ તથા આખા કાઠિયાવાડમાંનાં બીજાં સ્થળોમાં પોતાના કાર્યમાં સુયસ પ્રાપ્ત કરોછો વળી સ્વર્ગવાશી ગુરૂજી દેવજીસ્વામિ ઉપરનો આપનો અત્યંત પ્રિતિભાવ હતો તેને લીધે તથા ઉપરના સદગુણો ભાળી આ પુસ્તક કર્ત્તા તરફથી આપને ઘણી નમ્રતા સાથે અર્પણ કરવામાં આવ્યું છે તે આપ સ્વીકારશો એજ અરજ સંવત ૧૯૫૪

આપનો હુમેશાંનો આભારી શેવક.

અમરચંદ ભવાન.

મેંગણી-કાઠિયાવાડ.

# પ્રસ્તાવના.

હરકોઇ માહા પુરૂષના કાર્યને ઉતેજન આપી ઉત્સાહ પુર્વક પ્રસીધીમાં લાવવું એ બાબત આપણા શ્રાવક ભાઇઓમાં ઘણી થોડી દેખાય છે. પરંતુ આપણે સમજવું જોઇએ કે એમ થવાથી આપણને સહન ન થઇ શકે એવું ગોટામાં મોટું નુકશાન થાય છે. આપણું મગજ હમેશાં અંધારામાં રહે છે અને આ અનંત કોટી સંસારના ફેરાઓ આપણે માટે કાયમ રહે છે તેથી એવા કાર્યમાં ઉત્સાહ પુર્વક ભાગ લઇ જેમ બને તેમ તેને તરત પ્રસીધીમાં લાવવું એ દરેક બુદ્ધીમાન માણસનું કામ છે. કારણ કે બુદ્ધીમાન તેજ ગણાય કે આ સંસારીક કલેશથી મુક્ત થવા અખંડ આનંદ અને અખંડ શાન્તીમાં તદ્રુપ થવા યત્ન કરે.

આપણા ધર્મના પરમ પુજ્ય અને ગોંડલ સંઘાડાના ગાદીશ્વર સ્વર્ગવાશી દેવજીસ્વામી પ્રત્યે સર્વની લાગણી ઘણી સરસ દેખાવામાં આવે છે એમ ધારી આ લઘુ પુસ્તક મારા તરફથી તૈયાર કરવામાં આવ્યું ને તેની કીંમત ઘણી જુજ રાખી છતાં જોઇતી મદદ નહી મળી તોપણ તે કામમાં હીંમત નહી હારી જતાં બાહાર પાડવા ઉતકંઠા રાખી છે તેમજ તેમાં કાવ્ય સકિત અને તે અગાધ પ્રેમને લીધે બનેલું છે કે નહીં તે વાંચનાર સજનો સમજશે, ને ખામી હશે તો દરગુજર કરશો એજ અરજ.

લાઉી. અમરચંદ ભવાનના જયજીનેંદ્ર વાંચશો.
મુ. મેંગણી—કાઠિયાવાડ.

# ગોંડલ સંઘાડાના પટોધરનું ચોઢાળીયુ.

## દોહરો.

ડુંગરસી સ્વામી તણો, સંઘાડો શુભ જેહ;
ગાદી થાપી ગોંડલે, સુણો હકીકત તેહ. ૧
કરમી કુંભાજી તણું, ધર્મ ધુરંધર રાજ;
શ્રાવક સદગુણી વશે, કરે ધરમના કાજ. ૨
કુંદન સમ ગોંડલપુરી, વજ્ર ધરમ વખણાય;
કારીગર ગુરૂજી મળ્યા, ઘાટજ સરસ ઘડાય. ૩
ભુજ સમ સોભા પામતા, જગમાં સરસ ગણાય;
વજ્ર અને કુંદન મળી, વીંટી એકજ થાય. ૪

## ઢાળ ૧ લી.

નીંદરડી નાહો નીવારીયે એ દેશી.

ગોંડલ સંઘાડાની ગાદીયે, થયા૦ પંડીત હો વીર પુરૂષ જેહકે; વરણવું તે વિગતે કરી, કેમ પામ્યા હો ગુણ જ્ઞાનજ તેહકે. ગોંડલ. ૧ આદિ ગિરિસિહ ગુણનિધી, જ્ઞાતે જાણો હો દશાશ્રીમાળી વૈશ્ય કે; માતુ હીરૂ પિતા કમળસી, દિવપુરના હો મુનિ તેહ રહિસકે. ગોંડલ. ૨ સંવત સતરને બાણુંમાં, ગુણ નિધી હો જન્મ્યા ગુરૂ દેવકે; છોટી વયેથી પરાક્રમી, ધર્મ તણી હો ધરથી કરી શેવકે. ગોંડલ.૩ ભર જુવાનીમાં ભાવથી, વિશ વર્ષે હો લીધી દીક્ષા ઉમંગકે; સ્વામી રતનસી આગળે, પામ્યા જ્ઞાન હો પાંચે જન સંગકે. ગોંડલ. ૪ માતુ ભગની દોહિ-

વનેં, તસ પુત્રિહો પોતે મળી પાંચકે; સંવત અ-
ઢારને પંદરે, અહિ દિક્ષા હો ગણાં જગત અસાચકે.
ગોંડલ ૫ પંડીતને પરમારથી, બહુ સુત્રિહો એવા
બુધિવંતકે; વિદ્યાવંત વિવેકીને, પ્રતાપી હો પામ્યા
પદ મહંતકે. ગોંડલ ૬ સંવત અઢાર સર ૫૪ જુગે,
ગાદી થાપીહો આવી ગોંડલપુરકે; નૌતમ ક્ષેત્ર સુ-
ધારીને, ગિરિસિંહે હો સિંહ સમ થઇ સુરકે. ગોંડલ.
અમૃત સરખી વાણીયેં, બોધે બુઝયા હો જગ જીવ
અપારકે; ડુંગરસી સ્વામીના નામથી, સારો દીપે
હો સંઘાડો આ વારકે. ગોંડલ ૮ દીનકર સમ
દીપાવીયો, સારાં ક્ષેત્રો હો સુધારીને સાગકે; પાંચ
વરસ છ માસનો, તજી નિદ્રા હો હૃદયે ધારી હા-
મકે. ગોંડલ. ૯ વર્ષ ચોરાશીનું આવખું, બાસઠ
વર્ષ હો પાળી દિક્ષા મહંતકે; થીર વાસ પુર ગોંડલે,
દીપાવ્યું હો ક્ષેત્ર ધરી ખંતકે. ગોંડલ. ૧૦ સંવત
અઢાર સાતોતરે, વૈશાખે હો શુદ પુનમ સારકે.
આ લોકેથી આળવી, પોહ્ચા પોતે હો દેવલોક
મોઝારકે. ગોંડલ. ૧૧ પ્રથમ પટોધર એ હુવા, ગિ-
રિસિંહ હો ગુણ કેરા ભંડારકે: સુરેન્દ્ર કહે સ્ને-
હથી, હવે સુણો હો આગળ અધિકારકે. ગોંડલ.૧૨

દોહરા.

પોરબંદરને મંગળા, વેરાવળ પરભાસ;
નૌતમપુરીને જોડીયા, કીધાં ક્ષેત્રો ખાસ. ૧
મેંદરડા અમરેલીને, ધોરાજી શુભ ધામ;

અગસરાને બીસખા, સુધાર્યાં ધરી હામ. ૨
એ આદી છોટાંપુરે, જાણપણું જઇ કીધ;
ધર્મ પમાડયો પ્રેમથી, જશ લાખેણો લીધ. ૩
સંતોષી પરમારથી, દયા તણા દરીયાવ;
પ્રીત કરી પરમારથે, લિયે રૂડા સુભ લાવ. ૪

ઢાળ ૨ જી.

આધા આમ પધારો પુજ, મુજ ઘેર વોરણ વેળા. એ દેશી
તેની પાટે હુવા પટોધર, ભીમજી સ્વામી ભાણ;
લાયક રૂડી કીરતી લીધી, ચંચળ ચતુર સુજાણ,
સ્નેહે સુણજો રાજ, વાત પટોધર કેરી. (એ આંકણી.) ૧
માતા ઝમકુ પિતા ચાંપસી, જ્ઞાતે વૈશ્ય વખાણું;
સંવત અઢાર બેંતાલિ શાલે, જન્મ્યા તે ગુરૂ જાણું. સ્ને૦૨
પુરાણુ વરસની છોટી વયમાં, દિક્ષા ધારણ કીધી;
પુજ્ય ડુંગરસી સ્વામિ પાસે, મંગળા પુરે લીધી. સ્ને૦ ૩
સંવત અઢાર સાઠની સાલે, ચારિત્ર શુભ લાધું;
પંડિતને પ્રતાપી થઇને, અતિ ઓપાવી દીધું. સ્ને૦ ૪
દેસ વિદેશે ફરતાં ફરતાં, ક્ષેત્ર રૂડાં સુધારી;
સંઘાડાને સરસ દીપાવ્યો, લાયક લાજ વધારી. સ્ને૦ ૫
ઓગણિસે એક ઉપર કહીયેં, સાલ મધ્યે માહારાજા;
થીર વાસુ પોરબંદર પુરે, તે દીને બીરાજ્યા. સ્ને૦ ૬
બોધ કરીને બહુ બુઝાવ્યા, ધર્મ દિપાવી દીધો;
ઓગણી પંદરના કાર્તિકે, સંથારો ત્યાં કીધો. સ્ને૦ ૭
ચાળીસ આઠ ઉપર દિનપુરા, સંથારો સુહાવ્યો;
ભાગ્યશાળી જન ભાવે આવી, લીધો પુરો લ્હાવો. સ્ને૦ ૮

ઓગણીસેં પંદરના પોસે, શુદ પાંચમ કહુ સારી;
ત્રેપન અબ્દ દિક્ષા પાળી, ગયા શુરપુર મોજારી. સ્ને૦ ૯
૨ ૭
નયન મુની સવંત સર પોતે, આયુષ ત્યાં ગુજાર્યું;
પોરબંદરમાં કિરતી પામી, પોતાનું સુધાર્યું. સ્ને૦ ૧૦
ગુરૂ થકી વિશેષ દિપાવી, કીરતી દેશ વિદેશે;
પવિત્ર કામ કીધાથી તેનું, નામ અવિચળ રેશે. સ્ને૦ ૧૧
ભાગ્યશાળીને ભાવીક પુરા, લાવ જનોયે લીધો;
સુરચન્દ્ર ગુરૂની સમીપે, ધર્મ દિપાવી દીધો. સ્ને૦ ૧૨

દોહરા.

પોતે દેશ કંઠાળને, ગજવી જ્ઞાની કોય;
સંઘાડો દિપાવીને, લાયક કીરતી લોય. ૧
બહુ જનોને બુઝવ્યાં, હૈયે ધારી હામ;
દયા ઉતારી દીલમાં, રાખ્યું અવીચળ નામ. ૨
જાણ કર્યા અજાણને, કરી પરમારથ કામ;
જંગલ ત્યાં મંગલ કરી, ધીંગાં કીધાં ધામ. ૩
ધન્ય ગુરૂની વાણિને, ધન્ય ગુરૂનું જ્ઞાન;
દયા ધરમ દીપાવીયો, તજી ઉરથી અભીમાન. ૪

ઢાળ ૩ જી

ચૈત્રિ પુનમ અનુંક્રમે આવી, પુન્ય પવિત્ર સનેહી. એ દેશી.
ભીમજી સ્વામી પછી હુવા. નેણસી સ્વામી સુજાણ. સનેહી
જ્ઞાતે દશાઓશમાળી તે, વૈસ્ય જાતિ ગુણ ખાણ. સનેહી
વાત સુણો વિગતે કરી, પટોધર પ્રખ્યાત. સનેહી
એ આંકણી
સંવત અઢાર અગણોતરે, લઘુ બંધવ લઇ સાથ. સનેહી૦

અરડોઇ ગામથી આવીયા, ગોંડલ થયા સનાથ. સ૦ વા૦
ભડનર સ્વામિ ભીમજી, ધીગમ ધાર્યા ગુરૂ તેહ. સનેહી
માગશાર સુદ ત્રીયોદશી, અણગાર બનીયા એહ. સ૦વા૦
અનુંક્રમે અભ્યાસથી, પંડિત હુવા પ્રસીદ્ધ. સનેહી૦
બહુ જનોને બુઝાવિયા, સાધ વધારો કીદ્ધ. સ૦ વા૦
સંચરીને મરૂ દેશમાં, ઉત્તમ કિધ અભ્યાસ. સનેહી૦
ઉતમ પદવી પામીયા, કરતા જ્ઞાન પ્રકાશ. સ૦ વા૦
કચ્છ દેશને કંઠાળમાં, કીધો કીરતી કોટ. સનેહી૦
દશ દિશે ધર્મ દીપાવીયો, જીત્યા પરિસા ચોટ. સ૦ વા૦
ગાન કળામાં ગુણી ગૂરૂ, શ્રેષ્ટ ગણાયા સુજાણ. સનેહી૦
ઉતમ તપસ્યા આદરે, ગુરૂજી જ્ઞાનની ખાણ. સ૦ વા૦
પાકી વયે પુજજી રહ્યા, ગોંડલ પુર થીર વાસ. સનેહી૦
સંવત ઓગણી અઢારમાં, શ્રાવણ માસ હુલાસ. સ૦વા૦
ગોંડલ પુર ગજાવીઉં, કુભાજી કેરૂં રાજ. સનેહી૦
જ્યોત વધારી જૈનની, કરી ધરમનાં કાજ. સનેહી૦વા૦
દીપાવી ગાદી ગુરૂ તણી, લાખેણી વધારી લાજ. સ૦
સંવત ઓગણી બાવીસના, કારતગ પુનમ સાર. સ૦
આળવીને એતો ગયા, સૂર પુર મોઝાર. સનેહી૦વા૦
સુર નરને સોહામણા, સંઘાડાના સીરદાર. સનેહી૦
સુરઇન્દુ પછી હુવા, તે કહુછું આવાર. સનેહી૦ વા૦ ૧૨

## દોહરા.

તેહ પછી વચમાં થયા, જેસંગજી મુનીરાય;
સરલ સ્વભાવીને વળી, ભદ્રિક તેહ ભણાય. ૧
પોરબંદર પોતે રહ્યા, થીર વાસ તે ઠામ;

લાયક જાણીને લખ્યું, આપે ગોંડલ ગામ ૨
શીષ્ય નેંણસી સ્વામીના, ગુણી ગણાયે આજ;
મુખી પણેથી તે કરે, ગાદી ઘરનું કાજ. ૩
દીપંતા મુની દેવજી, થયા જગત પ્રસીધ;
કહું હકીકત તેહની, નામ થકી નવ નિધ. ૪

ઢાળ ૪ થી

लुहारणजायो वेटडो लुहारो हे ए देशी.

अथवा लाल सोभागीनी देशी.

લુવાણા કુળમાં જનમીયા, શોભાગી હે;
લાયક લક્ષણ વંતકે. લાલ શોભાગી હે.
અશાડ સકલ નોમ સોમને, શોભાગી હે;
અઢાર ચોરાશી સંવંતકે. લાલ શોભાગી હે. ૧
તાત પીતાંબર તેહના, શોભાગી હે;
ધનબાઇ જેહની માતકે, લાલ શોભાગી હે.
સુરજી સ્વામી તે કુળમાં, શોભાગી હે;
જનમ્યા પુરૂષ પ્રખ્યાતકે, લાલ શોભાગી હે. ૨
શીશુ પણામાં સાબા ઘણા, શોભાગી હે;
દેખાવથી હરસાય કે, લાલ શોભાગી હે.
ચંચળને ચાતુર તે, શોભાગી હે;
પાસંડેથી પરખાય કે, લાલ શોભાગી હે. ૩
સંગત સાધુ જન તણી શોભાગી હે;
ઉર લાગ્યો ઉપદેશ કે, લાલ શોભાગી હે.
૧૫
તાંથી વરસની વયમાં, શોભાગી હે;

મેળવ્યું જ્ઞાન વિસેશ કે, લાલ શોભાગી હે. ૪
માહાવદ આઠમને દિને, શોભાગી હે;
ગુરૂવારે સુભ જોગ કે, લાલ શોભાગી હે;
સંવત નવાણુની સાલમાં સોભાગી હે;
તજ્યા સંસારના ભોગ કે, લાલ સોભાગી હે. ૫
વિનયા દીક ગુણે કરી, શોભાગી હે;
સંતોખ્યા ગુરૂ રાજ કે, લાલ શોભાગી હે.
સુત્ર સિધાંન્ત ભણી ગણી, શોભાગી હે;
સારે આતમ કાજ કે, લાલ શોભાગી હે. ૬
ગુરૂ વડ ગુરૂની કરી, શોભાગી હે;
શેવા ભક્તિ સુભ રીત કે, લાલ શોભાગી હે.
સંવત છત્રીશની સાલમાં, શોભાગી હે;
થયા સ્વતંત્ર વનીત કે, લાલ શોભાગી હે. ૭
દેશ વિદેશે વિચરી, શોભાગી હે;
પુરે કીધો પ્રકાશ કે, લાલ શોભાગી હે.
બહુ જનોને બોધતા, શોભાગી હે;
સંઘાડાના સીરતાજ કે, લાલ શોભાગી હે. ૮
જામનગરને જોડાયા, શોભાગી હે;
મોરબી ને માંગરોલ કે, લાલ શોભાગી હે.
પોરબંદરને પાવન, શોભાગી હે;
કરતા કઠાણે કિલોલ કે, લાલ શોભાગી હે. ૯
મોહન જેચંદજી કહુ, શોભાગી હે;
માણેકચંદજી તેમ કે, લાલ શોભાગી હે.
માડણજી દેવચંદજી, સોભાગી હે;

જાદવજી મુની એમ કે, લાલ શોભાગી હે. ૧૦
બુઝવ્યા બુધીવંતને, શોભાગી હે;
શીશ્ય કીધા સુજાણ કે, લાલ શોભાગી હે.
ગુણવંત ગોંડલ પુરમાં શોભાગી હે;
ધીર વારુ ગુણ ખાણ કે, લાલ સોભાગી હે. ૧૧
ઉમંગથી દુર દેશનાં, શોભાગી હે;
આવે સંઘ અનેક કે, લાલ શોભાગી હે.
ખરચે ધન ખાંતે કરી, શોભાગી હે;
દીપાવે ધરમ વિસેક કે, લાલ શોભાગી હે. ૧૨

દોહરા

એ રીતે આવે અતિ, દરશન કરવા કાજ;
પુરી પુરખદા દીપતા, ગુણવંતા ગુરૂ રાજ. ૧
ગુણી ગોંડલ પુરના, શ્રાવક વનિત સુજાણ;
સંતોખી એ સરવને, લીયે વળી સુભ લાણ. ૨
ઈંદ્ર સમા આપે સહુ, ગાદીધર ગુરૂ દેવ;
સુર સમા શીશ્યો મળી, કરે સદાયે સેવ. ૩
ગંધ હસ્તી સમ ગાજતા, ધર્મ દિપાવ્યો બેસ;
ગુરૂ શીસ્ય મળિ જ્ઞાનની, કરતા ગોષ્ટી હમેસ. ૪
એ ગુરૂજી જાતાં થયો, શોક સરવને ઉર;
સુણજો સજન તે કહું, ધારણ રાખી ધીર.

पुत्रांनुं समरण.

સંવત રીતુને માસ એ, ધન્ય દીવસ ને વાર;
ધન્ય ઘડી પળ જાણીયે, જન્મા ગુરૂ જે વાર.

उतपेक्षा अलकार. कवित.

હૈયા રૂપી અવનીમાં બોધ રૂપી બીજ પડયું;
લાજ રૂપી ખાતરમાં તેજ લપટાયું છે.
સમજણ રૂપી જ્યારે વરસાદ સરૂ થશે;
બનસે અમુલ્ય ઝાડ, એમજ જણાવ્યું છે.
સરમ રૂપી પથ્થર મુળ થકી દુર થશે,
વધીને થશેજ વૃક્ષ નતીજ દેખાયું છે;
સુરઇન્દુ સાચું કહે બોધથી બુઝયાજ ત્યારે,
સરસ શુરસ બની છતમાં છવાયું છે.

## દોહરા મંગળાચરણ.

પ્રથમ વંદુ ગુરૂ દેવને, પામ્યો જેથી જ્ઞાન;
મળે મોક્ષ પદ એ થકી, ટળે દેહ અભિમાન. ૧
સુઘડતા સાંપડ્યો નહીં, જડતા મટી ન અંગ;
નડતા અવગુણ નવ ખસ્યા, વડતા થયો ન સંગ. ૨
જમ્યો નહિ શુશીળતા, દમ્યો ન શિર અભીમાન;
રમ્યો નહીં વૈરાગમાં, ભમ્યો રોઝ સમ રાન;
સંગ કરંતા સાધનો, રંગ ચઢયો નહિ ઉર.
ભંગ ન કિધી કુટિલતા, તંગ મળી ગતિ ક્રૂર; ૪

## ખળ પુરૂષ વર્ણને. મનહર છંદ.

વરસાદ વરસ્યાથી, તરૂવેલ ખી લેખુઅ:
જવાસો જરૂર તેથી, જાતે બળી જાય છે.
સુરજ પ્રગટ થતાં, શ્રષ્ટી જન ખુશી થાય;
ઘુડ ગભરાઇ અને, ખુણામાં ધસાય છે.
દીપનો પ્રકાશ પેખી, પતંગીયા બળી મરે;
અદેખા સદાય એમ, દીલ દુખી થાય છે.

દુરજન સજનનું, મુખ દેખી નવ શકે;
બળે છે સદાય ચિત્ત, એવો અદેખ્ય છે. ૫
કોઇ કહે અમલમાં, ઝેરનો નીવાસ નકી;
કોઇ કહે વિંછી તણા, આંકડામાં વાસ છે.
કોઇ કહે માંખી તણા, મસ્તકમાં વાસ એનો;
કોઇ કહે ભમરીના, કાંટામાં નીવાસ છે.
સરપના મુખ માંહે, ગરલ ગણે છે જન;
ડંકયો ચડે છે પણ વળગે ન સંગમાં.
સુરઇન્દુ સાચું કહે, દેખી લેજો દુનીયામાં;
પ્રગટ પ્રકાશ ઝેર, ખળ તણા અંગમાં. ૬
સાર સાર મુકીને, અસારમાં લગાવે મન;
સામળા સંસાર કેરા, અવગુણ બોલતો.
સાગર નહારા જહાં, એકમાં ગણાય તહાં;
પરની નિંદા કરીને, મહ માંહી ડોલતો.
પોતાનું કે પર તણા, હિતની કદી ન વાત;
સારને અસાર કેરાં, જાય ગયાં છોલતો.
સુરઇન્દુ સાચું કહે; ડરીને રહેવું દુર;
વાદ નથી વદતો ને, બીજું નથી બોલતો. ૭

દોહરો.

શઠજન કાળાના મુખમાં, ઉપજાવે દુઃખ ઊર;
ખળથી સો જોજન ખસી, સદા રહેવું દુર.

પ્રશ્ન દોહરો.

ઓસડ છે સહુ રોગનાં, મળે જગતની માંય;
સુરખનું ઓસડ કશું, કહો મુને કવિરાય. ૯

## ઉત્તર—કવિત.

આગ વધે તો કદાપી, જળથી ઓલાય જાય;
સુર્યની ગરમી છત થકી દુર થાય છે.
અંકુશ થકીજ નકી હાથી હદમાં રહે છે;
જેષ્ટીકાથી વશ ખર બળદ કરાય છે.
છોટા મોટા ઉપચારે સર્પ તણું ઝેર જાય,
ભુત વળગેલું જન સારૂં થાયે છે સહી;
સર્વ રોગ તણી દવા દુનીયામાં મળે પણ,
મુર્ખનું ઓશડ શોધ્યાં જોતાં તો જડે નહીં.

### દોહરો.

મગર મચ્છના મુખથી, મણિ લીએ કોઇવાર;
સાગરને નિજ કરવડે, તરીજ પામે પાર. ૧૧
ક્રોધે ભરિયો નાગ તે, કુસુમ સમ પકડાય;
પણ મુરખના મન તણું, સમાધાન નવ થાય. ૧૨
રેતીને પીલ્યા થકી, તેલજ પામે સોય.
મૃગ જળના સરમાં કદી, નીર ભરેલું હોય. ૧
સંસાર કેરાં સીંગતે, સાદ્ય મળે કદાય;
પણ મુરખના મન તણું, સમાધાન નવ થાય. ૧૪

### ચોપાયા છંદ.

પરવતમાં ફરનારા પ્રાણી સાથે વસવું સારૂં;
ઈંદ્રભુવનમાં મુરખ સંગે રહેવું તે નઠારૂં. ૧૫

## દેવજી સ્વામી વિરહ.

### મનહર છંદ.

દીવ્ય આંહી દીવાકર તેજ દિન દેખાયમે,

નજરે નિહાળતાં બજાર બંધ થાય છે;
દિશાઓ પડેલી અને દીન મુખે દીશે જન,
બાગો જોતાં બારે ભયકારક દેખાય છે.
તારને ટપાલ માંહી માઠા સમાચાર જાય.
તૈયારી માંડવી તણી જોતાંમાં જણાય છે;
ગાદીવર દેવજી સ્વામીજ સ્વર્ગે સીધાવ્યા,
સુરચન્દુ તે થકી દેખાવ દુઃખ દાય છે. ૧૬
બોધ રૂડા આપનાર સમતા સુહાવ નાર,
વૈરાગ વધારનાર ગુણી ગુરૂ ચાલીયા.
જ્ઞાન દાનના દાતાર કામના જીવતાણુ હાર.
વાણીના આગાર જેણે માહા સુખ માલીયા.
પરમ કૃપાળુ ખટ કાય નાવે તાળુ એવા,
નીત દયાળુ આજ ગુરૂ માલીયા;
અમરચંદકે આમ અથીર સંસારમાંથી,
મૃત્યલોકે તજી મહર્ષિક સુખ માલિયા. ૧૭
પર ઉપકારી પ્રભુપર ભક્તિ સંચર્યોજ,
પરલોક પંથ ઉર માંહી અંગીકાર્યો છે;
સત્યવાદી સામ તમે અઘ દુર કરનાર,
ઓચિંતાનો આવનીઓ મોહનો ઉતાર્યો છે.
દુઃખમય દુનિયાંને દેખી દિલ દુખી થયા,
દુઃખ કાપવાને પરલોક પંથ ધાર્યો છે;
સુરચન્દ કહે સામ સ્વર્ગે સીધાવ્યા થકી.
સુખનો નિધાન નકી અગ્નિમાં જાર્યો છે. ૧૮
અરે આજ આમ તણો આશ્રુત અલોપ થયો,

દુઃખથી દાઝેલા તણો વિસામો વહી ગયો;
રાંક તણો રખેવાળ ક્રોધીને સુધારનાર,
કીરતીને કોટવાળ વસુધામાં ના રહ્યો.
પિયર પંડિત તણો પીયર શીધાવી ગયો,
વહીં ગયો વાવટો તે શુભ સિંન્ધુ જે લહ્યો.
અરે અપરાધી કાળ આતે શું ગજબ કર્યો,
હર્યો સુરઇન્દુ તણો હીતનો હીરો અહો. ૧૯
ગુરૂ વિના ગોઠતું નથીજ અવની તળમાં,
ભુતળમાં ભારે એવા ભણકાજ વાગે છે.
સદબોધ શુણી અને દરસ દેખુંજ કયારે;
લલીત વખાણ વાણી માંહીં ચીત લાગે છે.
ઉંઘથી અલગ રહી ચિત્તને ચોર્યા કરેજ,
ઉપની વેદની સ્વામિ વિરહતો જાગે છે;
સુરઇન્દુ કહે સ્વામ સ્વરગે સીધાવ્યા થકી;
ભુતળમાં સુખ બધાં દુર હવે ભાગે છે. ૨૦
સુમતિનો સાગર અખુટ આજ ઉલેચાણો;
ત્યાગને વૈરાગ તણું રાજવુંજ તુટીયું,
પંડીતોના પ્રેમતણી પેઢીજ લુંટાઇ ગઇ;
પુર પાડનાર સેર પાળ થકી ફુટીયું,
વિદ્યાનો વિલાસી અને કિરતીનો કોટ ગયો
અખુટ કુબેર તણું ધન ધામ લુંટીયુ,
મોહ તજી મહી તણો સ્વામીજી સીધાવ્યા તેણે;
સુરઇન્દુ અધીર વારાથી મન ઉઠીયું, ૨૧
વિરહની વેદના તે ઉરમાં સમાતી નથી,
કીયાં જઇ કીજીયેને કોણ દુઃખ કાપસે,

તાપથી તપેલા તણો આરામ ઉપડી ગયો;
કોહાં જઇ વશું કોણ આરામજ આપશે.
અમૃતનું પાત્ર આજ ઓચિંતું ઉપડી ગયું,
રૂડી વાણી સુણી કોણ સારી છાપ છાપસે;
સુરઇન્દુ કહે સ્વામી સ્વરગ સીધાવ્યા થકી,
અધારાને ધોરા કરી કોણ થીર થાપશે. ૨૨
દિશાઓ પડેલી તેથી એમતો વિચાર્યું મન,
આજ કોઇ મારા ભાગ્યશાળી શીર ભાર છે,
માઠા ખબર મળેજ એવું જયારે જણાયજ,
એવો જગ્ત જન તણી વાણીનો ઉચાર છે;
આજ મારા ગુરૂપર ઉતરી અચાનકથી;
જેથી દીલગીરી તણો સઘળે દેખાવ છે,
માગસરની તેરસ તે રસ લઇ ગઇજ,
સુરઇન્દી સત્ય એતો કલેજાનો ઘાવ છે. ૨૩
પથ્થરથી હીરા કર્યા મુઢને સુજાણ કર્યા,
મુરખ પંડિત કર્યા નજરે નિહાળીયા;
અજાણને જાણ કર્યા હારયમાં લાવીને ધર્યા,
પાપને પ્રપંચ ઉર થકી દુર ટાળીયા.
આચાર ન જાણે તેને આચારે જાણીતા કીધા,
કુવિચારીને લઇને સુવિચારી કીધા છે;
સુરઇન્દુ સંત્ય કહે દેખી લેજો દુનીયાંમાં,
વાંકા હતા વિશ્વમાં જે આજ તેતો સીધા છે. ૨૪
વાણીનો મીઠાશ એવી સાંભળીને શાંન્તિ થાય,
ઉપાધી અળગી રહે દેદાર કીધા થકી;

શાન્તિનાં ભરેલાં એવાં નેત્રનો દેખાવ જોઇ,
નજર કરેજ તહાં કલેજું ઠરે નકી.
ઘનસાર સમ જેનું શરિર ભભકદાર,
ભાળે તપસ્યાનું તેજ નજર રહે ટકી;
ટોળાના નાયક તારી કેટલી બલીહારીજ,
સ્વપનાંમાં બોલ એક કદી ન બોલ્યા બકી. ૨૫
દૃશુમને સર બને સરખા ગણ્યાજ જેને,
વેર કે વિરોધ કોઇ પર નહી આણતા;
બાળ બ્રહ્મચારી ગુરૂ ખેલ્યાજ ખાંડાની ધાર,
જ્ઞાન અમીરસ થકી મોજ રોજ માંણતા.
મદનો અંકુર જેના અંતરમાં નહી કદી,
માન અપમાન બને બરાબર જાણતા;
જ્ઞાન તણી ખુબા જોઇ ખીલતા અંતર માંહી,
વાહ વાહ કહી સુરઇન્દુ એ વખાણતા. ૨૬
પુજ કહેવાયા તથા પાપના પુંજથી દુર,
ઉરથી રહ્યાજ મન ધારીને વિચારીને;
સરદાર થયા તથા પાંચ સરદાર કહી,
નડ્યા નહી રાખ્યાતે સમારીનેજ મારીને.
સાધના ટોળામાં સાધ્ય રાખીને મુખી થયાજ,
સાધન કીધુજ સહ ગુંણુ ધારા ધારીને;
વાણી ઘણી મીઠી પણ વાનો વીસવાસ નહી,
સદૈવ ઉચર્યા સદાચારથી ઉચારીને. ૨૭
ગુરૂજીના માઠી ખબરના મળ્યા તાર જ્યારે,
ગામ ગામ ઠામ ઠામ લોક દીલગીરીમાં;
અંબાર પાળીને દાન અધીક કરવા લાગ્યા,

ભળેલો નહીજ એવા શોકની થઇ શીમા;
જુનાગઢ વેરાવળ પોરને ધોરાજી માંહી,
માંગરોલ રાજકોટ અમરેલી જાણીયે;
ગામ ગામ ઠામ ઠામ શોકનો સીઆડો થયો,
દા ઉધરાવી નામ રાખો કહે વાણીયે. ૨૮

સોરઠા.

નર નારીનાં વૃંદ, આક્રંદન કરતા અતિ,
તેહ સમય વર્ણન, કહિ શકે કોણ વર્ણવી; ૨૯
પંગુલ કેરા પાવ, દ્રગ હિન કેરા નેનને;
દુખીયાના સુખદાવ, ત્યાં ગયા ગુરૂજી તમે. ૪૦
પાર પુરણ ધરી પ્રેમ, સીખામણ દેતા તમે;
તે વિસરસે કેમ, મધુરી વાણી મુખની. ૩૧
હે ગુણી ગુરૂરાજરે, તજી અમને ચાલ્યા તુમે;
સુધારણ સહુ કાજ, કયારે મળશો તે કહો. ૩૨
દિલગીરીનું દુઃખ, દયાળુ દિલમાં ધરો;
દુઃખમાં દેવા સુખ, એક વખત આવી મળો ૩૩
સ્વપના સમ સંસાર, વાર વાર કેતા ગુરૂ;
તે અનુભવ આચાર, નજર થકી નીહાળીયો ૩૪
લોહ ચમક સમ પ્રીત, લગની લાગી તુમ થકી;
વાત બની વિપરીત, કેમ કરીશું સહનતા. ૩૫
નિર્દય કાલ કહાય, જગમાં જન વાણી વદે;
પલમાં દીએ છોડાય, કલપવૃક્ષની[1] છાંયને. ૩૬

દોહરા.

કરતા દરશન કોડથી, મનમાં ધરીને ભાવ;

---

1 કલ્પ.

તે તનુંમાં લાગી અગન, કેવો બન્યો બનાવ. ૩૭
વાણુકારા વાગી તણા, વાગે છે ગુરૂ દેહ
એક વખત દરશન દિયો, કરૂં તમારી શેવ. ૩૮

સોરઠા

સ્નેહી સજન લોક તે, વખતે મુરછીત થયા;
વાધ્યો અતિસે શોક, અંતરમાં જેથી અતિ. ૩૯
જડવત દીઠી દેહ, હંશ વિના જેવી બને;
દીધો ગુરૂએ છેહ, શોક સઘળે વ્યાપી રહ્યો. ૪૦
દ્રઢ હ્રદયના જન, સમજાવે આવી તદા;
એ ગુરૂને ધન્ય, સુધાર્યુ તેણે સરવ ૪૧
સાધુજી તે વાર, ધીરજ દેવા લાગીયા;
અવનીમાં અવતાર, ધારિને મરવું ખરૂં. ૪૨
કોણ રંકને રાય, છત્રપતિ મહારાજીને;
આ અવનીનો માંય, જનમ્યુ તે જાશે ખરૂં. ૪૩
પરિતાપથી કોય, દેહ ધરતો નહીં દેખશો;
આ અવનીમાં જોય, જનમ્યુ તે જાસે ખરૂં. ૪૪
જુઓ વિચારી જન, નાશવંત આ જગત છે;
કેમ મુઝાવું મન, જનમ્યું તે જાશે ખરૂં. ૪૫
તિર્થંકર સમ કોઇ, વડા નહી આ વિશ્વમાં;
ચાલ્યા તે તો જોય, જનમ્યું તે જાશે ખરૂં. ૪૬

દોહરા.

માટે મન વિચારીને, જ્ઞાન દ્રષ્ટિથી જોય;
મૃત્ય લોક કહેવાય છે, તેથી રહે ન કોય. ૪૭
મદારીની બાજી સમો, વરણવીયો સંસાર;
સત્ય ઉખાણો એહ છે, સાંભળો સહુ નરનાર. ૪૮

ચળકે મોતી ઓશનાં, દ્રષ્ટિથી દેખાય;
નાશવંત છે તેમ આ ખલક ખેલ ગણુ. ૪૯
ચમત્કારો ચપળા તણો, એવું આ જગ છેજ;
માટે મન વિચારીને, મોહ તજી તું દેજ. ૫૦
સંધ્યાએ જે ફુલીયાં, પ્રેફાટે કરમાય;
એમજ આ અવની વિશે, જનમ્યું તે તો જાય. ૫૧
કુને કેને રોઇએ, કેના કરીએ શોક;
જ્ઞાની જન સમજી સહે, રૂવે અજ્ઞાની લોક. ૫૨
રોયે ફુટે દેખીયે, તો કરવું તે કામ;
તજો તમે અજ્ઞાનતા, કીધું ઠામોઠામ. ૫૩
વાદળની છાયા સમું, સુખ સંસારી જાણ;
માટે સમજી જીવડા, મુકો ખેંચા તાણ. ૫૩
જયાં સુધી જેનું લખ્યું, આયુષનું પરમાણ;
વધે ઘટે નહિં એક પળ, એતો જીવ તું જાણ. ૫૪
સાગરમાં હીરો ગયો, વિચરતાં જળવાટ;
પાછો તે નવ પામીયે, અનિ કરિએ ઉચાટ. ૫૫
જાયા તે સરવે ગયા, આ અવનીમાં એમ;
એમાં કોયે નવ રહ્યું, સદા કુશળને ક્ષેમ. ૫૬
શ્વાસ લગી સગાઇ છે, ગયા પછી શું હોય;
જનમે તેને મરણ છે, એતો નિશ્ચય જોય. ૫૭

દોહરા.

પ્રશ્ન-સુણો કવિજન સ્નેહથી, મન થાયે છે ખેદ;
સુન્યકાર સઘળે થયું, તેહ બતાવો ભેદ. ૫૮
ઉત્તર—નૃત્ય કરે સુર નારીયો, ગાન કરે ગંધર્વ;
અવલોકીને એ સહુ, હર્ષ થકી સુર સર્વ. ૫૯

આવે વૈમાનો અતિ, સુરપતિ કેરી પાસ;
કંચન સમ સુરપુરમાં, થાય અતિ હુલ્લાસ. ૬૦

સોરઠો.

દીશા થઇ સુનકાર, પવન અટકયો ચાલતો;
સમજ્યા તેનો સાર, વિપરિત બનવાનું વિબુધ ૬૧
શુન્ય થયું આકાશ, દેખાવ વિપરિત દઇને;
દિન દીઠો ઉદાશ, એથી જાણ્યું અટકળે. ૬૨

દોહરા.

દેહુ દમન કીધું અતિ, મન થીર કરી માહારાજ;
રખે લીયે તેથી કરી, ઇંદ્રાપુરિનું રાજ. ૬૩

સોરઠો.

ઇંદ્ર તણે મન એમ, ડર લાગેલો દીલમાં;
ગાદી લેશે તેમ, જાણી અનુચર મોકલ્યો. ૬૪

દોહરા

પવન વિના પહોંચે નહીં, ખબર દીયે નહીં અન્ય;
વાત ગયો વેગે કરી, તેથી બનીયું સુન્ય. ૬૫
એહ થકી વિબુધપાત, જાણીને નિજ જાત;
અનુચર એ બોલાવીયો, વિગતે કરીને વાત. ૬૬
ખબર દેવા સૂરનાથને, વાત ગયો નીજ જાત;
તેથી દિશ ઝાંખી થઇ, ભાંગો મનની ભ્રાંત. ૬૭

મનહર છંદ

સ્નેહ તણો નિશાકર જવા થકી આકરથી,
તનમાં શાંન્તિ અમોને એ થકી થતી નથી;
ના કરતા ઉચાર એ દુઃખ તણા દેખાવનો,

દયાના રતનાકર દુઃખમાં ડુબી મતિ.
પ્રિતો તણા પાન પડે પાઇ પાઇ પુષ્ટ કર્યા,
દયાળુ કૃપા હવે તમારા વિના થાય ના;
ઘટનાં ભીતર ઘાવ ગુરૂને વિછોહુ થયો,
વાલીડા વિજોગ દીન અંગ તણા જાય ના. ૬૯
મોહકારી માયા એવી ઉતારી ઉતરે નહીં,
કારીગરી કીધિ રૂડી જ્ઞાનનિ ગાથા તણી;
સારી સારી લાગે લતે વિસારી ન વિસરેજ,
છળ ભેદ કેરી એવી હરકતો નેં હણી.
પવિત્ર પ્રીતી તમારી કાળજે કોરાઇ રહી;
હિત માંહી વિપરીત રીતતો રહી ભણી;
ગુરૂજીના વિરહથી અધિર બન્યાજ અમે,
ધીરજનું નીર કોણ આપે દુઃખને ખણી ૭૦
પાટપર બીરાજીને બોધ જ્યારે આપતાજ,
પ્રફુલીત થઇ મન રંજન થઇ જતા;
આજ એજ પાટ જોઇ ઉદાશી અપાર આવે,
મન નવ માને ગુરૂ તમારો વિજોગ થતા.
દશને વિદેશ તણા કાગળો વિનતિ તણા,
વંચાવી નાકાર કહી ઉર ખુશી પામતા;
એજ કાગળો આ કાળે વાંચતાં વિરહ જાગે,
સુંઇન્દુ સ્વામિ મારા સ્વરગે સિધાવતા. ૭૧
જાત ભાત તણી રીતિ જાણુસો ન જન કોઇ,
કુળમાં જનમ્યો કુળવાન ન ગણાય છે;
નથી ઉંચ કરે પક્ષ નીચને કપોળે શૃંગ,
લક્ષણથી ઉંચ નીચ એમ ઓળખાય છે.

સર્વોપરી સાધ થયા પુરણ પ્રમાણીકથી,
માહા યોગી રાજ બણી ગુંણી તે ગણાણા છે;
નીરમળ આતમાને રાખી નીરમળ થયા,
લુવાણા હતાને કર્મ દોષથી લુવાણા છે. ૭૨

ધનાક્ષરી છંદ.

રાખતા વિવેક ટેક ધારો ઉર ધારણાને,
વિહારમાં અહારમાં સંહારમાં પ્રહારમાં;
વખાણ વાંચે ને બોધ દેતા બહુ પ્રેમ ધરી,
સવારમાં તેવારમાં ઉચરે નર નારમાં;
ઉદાશ કહેતું મન સદૈવ એવું સુણીને,
વિકારમાં ધીકારમાં નકારમાં પ્રકારમાં;
સુરઇન્દુ સદૈવ કહેતા મન કોડ ધરી,
રહેવું સદાચારમાં આચારમાં વિચારમાં. ૭૩

મનહર છંદ.

માન મળ્યું પણ અપમાન કેનું નવ કર્યું,
પાતર રાખતા અને સુપાતર કેવાયા;
ચોવટો પેરતા પણ ચોવટો કરતા નહી,
લોચ કરતાજ પણ આલોચમાં ગયા ના;
ગુચ્છો રાખે ખરા અને ગુસ્સો દીલમાંજ નહી,
વિહાર કરેજ પણ સંહારમાં જાય ના;
દેદાર કરાવતાને દાર થકી દુર રહે,
સુરઇન્દુ ધીર મન અધીરજ થાય ના. ૭૪

પ્રસ્ન દોહરા.

સાગર સમ ગુરૂજી કહ્યા, તેતો કેમ ગણાય;
રતન ચઉદ સાગર થકી, પ્રગટયાં છે કહેવાય. ૭૫

## ઉત્તર મનહર છંદ.

ઉદર સાગર સમ જાણ્યું મેં તો જાણપણે,
રતન ચઉદ દેખો તે માંહિ સમાણાં છે;
વિગત કહું છું વિરા ધારીને સુધારી લેજો,
કવિ તણા કાળજામાં લખથી લખાણાં છે;
રતનની વાત કાંઇ કહેવી કઠણ નથી,
ચતુરાઇ ભાળી મારા ચિતમાં ચણાયાં છે;
સુરઇન્દુ સત્ય કહે શાંભળો સજન તમે,
વાલીડા રતન ગુરૂ જનમાં ગણાયાં છે. ૭૧
અમૃતના[1] જેવી જેની વાણીની મીઠાસ ભાળી,
કામાદિક રોગ જાય ધન્વંતરી[2] જાણીયે;
હરિ[3] સમ શાંન્ત જેનો સ્વભાવ હમેશ ભાળ્યો,
સૂર્ય[4] સમ ઉદ્યોત કરવા કાંઇ વાણીયે.
દીપે સંઘ માંહ્ય તેતો કૌસ્તભ[5] મણી સમાન,
ગંધ હસ્તી[6] સમ તેને ગાજતા પ્રમાણિયે;
મનરૂપી ઘોડો[7] એવો વશ કર્યો વિવેકથી,
ઈંદ્રજીત તણો શંખ[8] બજાવ્યો વખાણિયે. ૭૨
સુરાથા[9] અધિક કેફ મદ તણો ઉતાર્યોજ,
કામધેનું[10] સમ સુત્ર દોહન કિધું સદા;
કલ્પવૃક્ષ[11] સમ સહુ જનને સંતોસ આપે,
કપટ કંકાસ વિષ[12] દુર થાયે છે તદા.
શીળને સંતોસ રૂપી રમા[13] રહી વાશ કરી,
રંભા[14] સમ નીરખીને કદી લપટાયા ના;
સુરઇન્દુ સાચું કહે શાંભળો સજન તમે,
એવાં ચૌદ રતન છે ગુરૂ દેવ રાયાના. ૭૩

## પ્રસ્ન દોહરો.

કલ્પ વૃક્ષ ગુરૂને કહ્યા, ઉપમાથી કવિરાજ,
સુર તરૂના ગુંણ તે, કહિ બતાવો આજ. ૭૮

### ઉત્તર મનહર છંદ

શાંન્તિ ગુણ રૂપ જેને દ્રઢ મુળ જણાવીયાં,
કિરતિની શાખા દશે દિશામાં ફેલાઇ છે;
વચન વિલાસ રૂપી પત્ર જેનાં શકોમળ;
જ્ઞાનનાં કુશુમ તે સદાવ સુખદાઇ છે,
સુક્રિતનાં ફળ તેમાં લટકે લલિત રૂડાં;
શિલને સંતોષ રૂપી છાયાતો છવાઇ છે,
સુરઇન્દુ સંજમના બગીચામાં સુરતરૂ;
દેવ ગુરૂ પાંચમા આરામાં એ સદાઇ છે. ૭૯

### પ્રશ્ન દોહરા

અમી સમી ઉપમા કહીં, દીપાવ્યા ગુરૂદેવ;
અમૃતના ગુણ આજ તે, કહો મુજ તતખેખેવ ૮૦

### મનહર છંદ

સમુદ્રમાં સમાયુ તે અમૃત જાણે છે સહુ;
ચંદ્ર તણા મુખમાં કહે છે ઘણા જન તે,
માનનીના મુખમાં કહે છે કૈક કવિજન,
અહિના મુખમાં અહિ પાસ માને મન તે;
સ્વર્ગમાં સુરપાસ અમ્રત રહ્યું છે એમ,
શાસ્ત્રકાર કહિ ગયા વાત તેહ લાજીએ;
એમાં ગુરૂજન પાસ અમ્રત આવ્યું નહિંજ,
તમે ગુરૂ પાસ કીધું તેહ વાત દીજીયે. ૮૧

## ઉતર મનહર છંદ

અરે પ્રશ્નકાર તુને વાતનો ઉતર આપું,
એ બધામાં અર્મી લઇ મુક્યું આડકો છે;
ઉદધિ તે ખારો અને ચંદ તે કલંકી છેજ,
ગાનનીના મુખમાં તો કેમ મરે છે.
અહિ પાસે હોય તો ગરલ કેમ વાસ કરે,
દેવ પાસ હોયતો થાનક કેમ તજે છે.
વિરા બીજે વાસ નથી વસે ગુરૂ દેવ કહે;
કામાદિક જાય એમ તેથી જન ભજે છે. ૮૨

### દોહરા

અન્ય મતમાં કેવો કહ્યો, સાધુનો આચાર;
વેદ વખાણે જેહને, તે કહું છું આચાર ૮૩

### મનહર છંદ.

સુખ અને દુઃખ બને સમાન સમજે જેહ,
માન અપમાન બેય બરાબર જાણે છે;
કોય સામે કોય જન ચંદન ચઢાવી જાય.
કોય આગ લગાવે તો રોશ નવ આણે છે,
સરને ... બને સમાન સમજી રહે,
દોય ... રોશ નાણે મોજ બેઠા માણે છે;
સુરઇન્દુ સમજો એ સાધુ પણા કેરી વાત,
એવા વૈરાગી પણાને વેદતો વખાણે છે. ૮૪

### પ્રશ્ન દોહરો.

યોગીને રાજા કહયો, થયો મુને સંદેહ;
રાજ કહિ તમને સહુ, કહિયે મતલબ તેહ. ૮૫

## ઉત્તર મનહર છંદ.

તમે રાજય પજા થકી માન પામ્યા મુલકમાં,
અમે ગુરૂ જ્ઞાન વડે વડાઇજ પામિયા;
તમે સંપતી થકીજ સઘળે પ્રખ્યાત થયા,
કવિયે કીરતી વડે અમનેં પમાડિયા.
તમે અલંકાર થકી દીપોછો અવનીપતિ,
શીલનેં સંતોસ થકી સોભા તો અમારી છે;
તમે અરિ જીત કરી મોટાઇનેં પામિયા તો,
કામ ક્રોધ વશ કરી વડાઇ અમારી છે. ૮૬
તમે નિજ સમૃધ્ધિના ઇશ્વર મનાઓ રાજ,
અમે સુધ ભાવ વાણી કેરાજ અધિપતી;
હીમતનેં બળ વડે સુરવીર રાજ તમે,
દેહ દમનમાં સુરવીરતાની છે ગતી.
ધનની આશાયે તુંને શેવતા અનેક જન,
અઘ ટાળવાને માટે શેવતા ઓના અતિ;
દાન વડે સમરથ જગમાં ગણાઓ રાજ,
જ્ઞાન દેવામાં છે અમારી સદા મતિ. ૮૭

## પ્રસ્ન દોહરો.

કહો કવિ જન જગતમાં, શોભે ભુખણ સાર;
હેમ હીરા કે વસ્ત્રના, ઉતમ સુ સણગાર. ૮૮

## ઉત્તર મનહર છંદ.

બેરખાને બાજુબંધ વેઢ તથા વીંટીયો છે,
હેમના ઘરેણાં અને હીરા તણા હાર છે;
મણિનેં માણેક મોતી જડિત ભુખણ કરે,
દુનિયામાં શોખીન ઘણાજ નર નાર છે.

ઓઢવાના પેરવાનાં ચીર અને ચાતુરીથ,
ઉજળા પોશાક પેરનારતો અપાર છે;
સુરચન્દ્ર સાચું કહે ઉતમ ભુષણ એક,
મધુરી મુખની વાણી શરસ શૃંગાર છે. ૮૯

### દોહરા.

અવનીમાં ભુષણ અવર, વધ ઘટ થાય જરૂર;
વાણીનું ભુષણ ભલું, સદા રહે સનુર. ૯૦

### મનહર છંદ.

અલંકાર અન્ય ઘણા જગતમાં જોયા પણ,
ઉરેત ચડે છે એમ જરૂરજ જોણીયે;
ઝાંખા થાય તાજા થાય ફેરફારમાં જણાય.
કિંમતમાં તફાવત પેખીને પ્રમાણિયે;
જ્યારે જ્યારે વારો ત્યારે ગાત્રને દીપાવે છેજ.
વાપરવા વખતેજ મોજ રૂડા માણિયે;
જોખમના ભરેલા તે સુર ચન્દ્ર અલંકાર;
વાણીનું ઘરેણું રૂડું વિશ્વમાં વખાણીએ. ૯૧
રૂચિકર દધી પણ ખાધું છે ઘણીક વાર;
પયની મિઠાસ તે તો મનમાની જાણી છે.
શેલડીનો સ્વાદ એતો જોયો છે અનંતિવાર;
કેળાં અને દ્રાક્ષ એનો સ્વાદે ગુણ ખાણી છે.
સાકરને ખાંડ તણી ખુબી મેંતો ખાઇ જાણી,
મેવાને મીઠાઇ ખાઇ ખાઇને વખાણી છે,
સુર ચન્દ્ર સત્ય કહે નિરસ નકો અવર;
સરસ અધિક ગુરૂ દેવ તણી વાણી છે.
શબ્દ ઘટમાળ જેમાં અરથ અધિક રહે;

એવી વાણી જાણીને પ્રમાણીને વખાણી છે.
મોહિત કરે છે મન ગાન તાન ગુણ થકી;
જગત જનોને પ્યારી અંતરે જણાણી છે.
અવરના અંતરમાં અધિક આભાસ કરે,
ચોરી લીયે ચિત એવી ચિતમાં ચણાણીછે.
સુરઇન્દુ સત્ય કહે નિરસ નકી અવર,
સરસ અધિક ગુરૂ દેવ તણી વાણી છે. ૯૩
જીવને બંધન કરે એવી છે અવર વાણી,
મોહિત થવાને જેહ મુળથી મંડાણી છે.
ખરેખરી ખુબી જેમાં ખચીત ખરી છે વીર;
એવી પ્યારી વાણી ગુરૂ દેવની વખાણી છે.
વાશ જેમાં કરે નહી કામ ક્રોધાદીક કદી;
અધને અનિતિ જેહ સુણતા હણાણી છે,
સુરઇન્દુ સત્ય કહે નિરસ નકી અવર;
સરસ અધિક ગુરૂ દેવ તણી વાણી છે. ૯૪
પાખંડી પુજાય અને પાપથી ભરાય પિંડ;
અધમાં ઉતારે એવી વાણી એની જાણી છે,
લેશ નવ બેસ એના ઉરમાં આ દેશ હોય;
કરમ બંધનકર ક્રૂર એની વાણી છે,
પરધન પરનાર હરવામાં હુશિયાર;
હમેસ હરામમાંજ નજર હરાણી છે.
સુરઇન્દુ સત્ય કહે નિરસ નકી અવર;
સરસ રસીક ગુરૂ દેવ તણી વાણી છે. ૯૫
જેના અંગો અંગમાંહી અનુકંપા અતિ રહી;
મનમથ જેણે મન થકી તાણી માર્યો છે,

વ્રતચારિ નિશ્ચમાંહી ફરે છે ફિકર તજી;
કામ કીધો વશ તેતો કેશરી સંહાર્યો છે,
ત્યાગને વૈરાગ્ય તણા ઘડી ઘડી ઘડે ઘાટ.
પાપ પીસવાની જેના ઘટ માંહી ઘાણી છે,
સુરચન્દ્ર સત્ય કહે નિરસ નકી અવર;
સારયુ રસીક ગુરૂ દેવ તણી વાણી છે. ૯૬

ત્રસ્ના દોહરો.

મોઢે વળી કરચલી, શીરપર ધોળા કેશ;
અંગ બધાં ઢીલાં થયાં, તૃષ્ણા બાળેવેશ. ૯૭

મનહર છંદ.

વિષયના ભોગ તણી આશા દુર થઇ ગઇ,
લોક તણા સતકાર બંધ થતો જાય છે;
હેડીના સ્વરગ ગયા બાળમાં જાનૈયા હુતા,
ધીરે ધીરે જેષ્ટીકાને આધારે ચલાય છે.
નયનનું તેજ ગયું દેહ દુરબલ થયો,
દોહિલા દીવશ એવા અતિ દુઃખ દાય છે;
સુરચન્દ્ર સત્ય કહે મોતથી બીયે છે તોય,
હાય હાય એથી અચરજ તો જણાય છે. ૯૮
ભીખીને લાવેલુ ખાય નીરસ નકી જણાય,
દીવસમાં એકવાર મેહનતથી મળે છે;
રોજયા કામે સાથરોને ચાકર પોતાનો દેહ,
ઓઢવાને છીર્ણ કંથા માંહી ચિત ચળે છે.
દ્વારે આવતાંજ લોક બાર બંધ કરી દે છે;
વદને વદંતી રાગ કવારે પીટયો ટળે છે,
સુરચન્દ્ર કહે એવું સંકટ સહન થતાં,

હોય હોય તેનું ચિત વિષયમાં ભળે છે. ૯૯

## નિરભય વિષે મનહર છંદ.

ભોગમાં રોગનો ભય રચી પચી રહયો રજ,
મોટાઇને પડવાનો ભયતો જરૂર છે;
રમાને રાયથી ભય માને દીનતાનો ડર,
સબળને અરિ તણો ભય એમ ઉર છે.
રાગાને રૂપનો ભય શાસ્ત્ર વાદ વિવાદનો,
દેહ કાળ કેરો ભય ગુંણે ખળ ક્રુર છે;
સુરઇન્દુ દુનિયામાં ભય વાળુ ભાષે બહુ,
એક વઇરાગ ભય વિના ભરપુર છે. ૧૦૦

## તૃષ્ણા રૂપી નદિને કોણ પાર પામે છે.

મનોરથ જળવાળી ત્રસ્નાના તરંગ દુઃખ,
સ્નેહ રૂપી ગ્રાહ તેમાં માહા કષ્ટ કારી છે;
તર્કને વિતર્ક તણાં વિહગો બીરાજે તટે,
ધીરજના રૂખને એ નાશ કરનારી છે.
મોહ રૂપી વમળથી તરવું કઠણ તેમાં;
ચિંતા રૂપી તટવાળી ઉંડા ગતિ ધારી છે.
સુધ મનવાળા યોગી તે નદીને પાર પામ્યા,
સુરઇન્દુ એવા ગુરૂ તણી બલિહારી છે, ૧૦૧

## મનહરછંદ

ભાષણ કે કાવ્ય કાંઇ લઇ જતો જયારે જયારે,
ભરી સભા માંહી સ્વામી નજીક બેસારતા,
સાંભળીને સાર તેનો અરથ ઉચાર કરે;
અરથ અનરથને આંશક વિચારતા,
છોટાપુર માંહી વશી અભ્યાસ કરે છે ઠીક,

વારે વારે વાણી એમ મુખથી ઉચારતા;
સુરપુર મધ્યે સ્વામિ રાખજો નજીક જગ્યા;
સુરઇન્દુ સેવકને એજ વિસારતા. ૧૦૨
અલંકાર અર્થવાળી રસીક રૂપાળી ભાળી,
વાહ વાહ કહી કોણ તે હવે વખાણસે;
સમજીને સાર તેનો સરસ સમાસ કરે,
જવાહીર જુગતી જરૂર કોણ જાણસે.
ભલીસભા માંહી પ્રસ્ન પુછી રૂડા લાવ લેના,
એજ સદા સદો એવી મોજ કીયાં માણસે;
સુરઇન્દુ સ્વામી મારા સ્વરગ સીધાવ્યા થકી,
નજીક બેસાડી કોણ હેત ઉર આણસે. ૧૦૩
સંવત અઢાર અને ચોરાસીમાં જન્મ જેનો,
નવાણુંમાં નાની વયે દિક્ષા અંગીકારી છે;
પંચાવન વરસ તેને સંજમ દુસ્કર પાળ્યો,
બાળ બ્રહ્મચારીપણે, સરસ સ્વીકારી છે;
સિતેર વરસ પુરૂં, આયુષ્ય ભોગવ્યું તેણે,
પાંચમા આરામાં વળી, પામ્યા સરદારી છે;
સંઘાડાના મુખી થયા, પ્રભુ તરીકે પુજાયા,
સુરઇન્દુ એવા ગુરૂ તણી, બલિહારી છે. ૧૦૪

કવિત. જાતિ સ્વભાવાલંકાર.

મેઘ વરસવા થકી, વેલી લપટાણી રૂખ,
નભમાંથી ગયેલ સે, ધનુષ દેખાયું છે;
લુઠનો દેખાવ થયો, દેડકાં ડરાવા લાગ્યાં,
વાદળીની ઘટા વડે, આકાશ છવાયું છે;
મોરને બપૈયા તણા, અવાજ સુણાયા અતિ,

વીજળી વેગથી દોડા દોડ કરી ભાગે છે;
સુરચંન્દુ જગતના જનને આનંદ વાધ્યો,
મુને ગુરૂદેવ વિના ઉજડ એ લાગે છે. ૧૦૬

## કવિત સમરૂપકાલંકાર.

રંગવાળાં વાદળાંને, કોટ પાટલુન જોયાં,
આકાશનું ધનુષ્ય તે, ધ્વજારૂપ જાણીએ.
મોરને બપૈયારૂપી, બીગલને વાંસળી છે;
મેઘ ગર્જના તે, પડઘમ ઉપર આણીયે.
વળારૂપ બંધુકને, વિજળીની આગ્ય ઉઠી;
તમરાંને દાદુરની, કવાઇત વખાણીએ.
જગતના જનને તો, સરવ સુરસ લાગે;
વિકટ વિરહી તણા, મનમાં પ્રમાણીયે. ૧૦૬

## દોહરા.

વર્ષારૂતુમાં બધાં; ગયાં ફરી દેખાય;
પણ ગુરૂજી દુનિયાં વિશે, જોતાં નવિ જણાય. ૧૦૭

## મનહર છંદ.

મેઘના વરાને પુર, ધરાયે ધસીને ચાલે;
વેલ્યો હર્ષ પામી અને વૃક્ષપર ચડે છે.
બપૈયા હરખ્યા ચિત, દામની ખુશી છે મન;
ઘોર ઘટા થકી મેઘ, હરખીને પડે છે.
ડરાવે છે દેડકાં તે, આનંદ પામીને અતિ;
પલકોને પતંગીયા, દોડા દોડ કરે છે.
મિત્રના મેળાપે બધાં, મનમાં મગન થયાં;
સુરચંન્દુ ગુરૂ વિના, મન મારૂં ડરે છે. ૧૦૮

## छेकलाटानुं प्रासालंकार कवित.

ધારે ધારે વારે વારે, દાદુરના સોર થાય;
વને વને મોરનો, ઝકોર એમ થાય છે.
ઘટાયે ઘટાયે દામનીના ચમકાર દીસે;
દિશાયે દિશાયે, રીંછડાયો દોડી જાય છે.
ગીરિ ગીરિપર વરસાદની ધારાઓ ઝરે;
ઠામ ઠામ ઉડતા, પતંગીયા દેખાય છે.
ઝગુમગુ તમરાંને, પીયુ પીયુ હરી લવે;
એ બધાં તો આવ્યાં, પણ ગુરૂ ના જણાયછે. ૧૦૯

## मालादिपकालंकार कवित

પવનમાં દીપ અને, દીવા પાસેનો પતંગ;
આગીયાનું તેજ તેમ, જાણવું જનાર તે.
પથ્થરનો ચાપો અને, ડાભર કુશુમ રથ;
આશ કેરાં મુક્ત એનો, જવાને તૈયાર તે.
પત્રકે કુશુમપર, નિર કેરું બુંદ હોય;
ફુલની સુગંધ રહે, કેટલીક વાર તે.
સુરચંદ્ર કહે તેમ, કાળને આધીન દેહ;
ભરૂંસો ન કર વીર, એવી છે અસાર તે. ૧૧૦

## समरुपकालंकार कवित.

જીવરૂપી હેમ તેને, હૃદયની કુલડીમાં;
સ્નેહનો સોહાગ ક્ષાર, ટંકણ મેળાવીયે.
સુખરૂપી કોયલાને, તપસ્યા અગન કરી;
સ્વાસરૂપી ધમે કરી, તેને શાળગાવીયે.
અસત્યનો મેલ બાળી, નેન મગે ગાળયો તેને;
સોનારની કળા તણું, જ્ઞાન એમ લાવીયે.

ગુરૂના વિજોગ થકી, અંગીઠી લાગી છે એમ;
સુરઇન્દુ સ્વામી વિના, સમય સુહાવીયે. ૧૧૧

ભાવિકાલંકાર કવિત.

આપને જોવાને નેન, ચાહુછે અમારાં ગુરૂ;
માટે અમે કેદી હવે, દરશન પામીયે.
પળ જાય જુગ સમ, ક્ષણ સુખ પડે નહી;
વિજોગના દુઃખથી, શું વનમાં વિરામીયે.
એક સ્નેહને લીધે, અનેક દુઃખ મનમાં છે;
ધારી ધારીને વિશેષ, અંતરે મુંઝાઇયે.
વિયોગનું કષ્ટ મારૂં, જીવની સાથેજ જશે;
દેદાર કરવા હવે, અમે કીયાં જાઇએ. ૧૧૨

અધિકરૂપાકાલંકાર કવિત.

વિજોગ રૂપીજ વૈદ્ય, સમીપ આવીને રહ્યા;
વાટી મનોરથરૂપી, ઔષધી સોધી કરી.
સુખને ખીરજરૂપી, કાષ્ટની સમીપ રાખી;
બાળી નીશાશારૂપી, પવનથી ફુંકી કરી.
વિરહ અનળ થતાં, રૂદય ન ફાટયું તોય;
આતસની શીશી સમ, કઠોર થઇ વહે.
આંખોરૂપી યંત્ર થકી, રસ ઝર્યા કરે છેજ;
સુરઇન્દુ સ્નેહરૂપી, સારથી ભરી રહે. ૧૧૩

દ્રષ્ટાન્તાલંકાર કવિત.

અમારૂં રૂદય ગુરૂ, અવગુણનું ભરેલું;
આપ દક્ષ દયાળુ તે, દીલમાં ન ધારસો.
સેવા ભગતીમાં સ્વામી, ચુક પડી હોય કદી;

રેમની નજર થકી, સરવ વિસારસો;
સંકટથી શરીરની, ધીરજતા મટી ગઇ.
તકશીર માફ કરી, અલગ નિવારસો;
વડાનો વિવેક છેજ, સુરઇન્દુ સાચું કહે;
દયા દ્રષ્ટી થકી, છોટા જનને ઉગારસો. ૧૧૪

## વિભાવનાલંકાર. કવિત.

સ્વામીના શરીર તણું, સુંદર દેખાવ છબી;
અમારા અંતર માંહ્ય, આવીને વશી રહી.
સમૃતિરૂપી કપુર, અનળ સળગી ઉઠયો;
નિરને પવન થકી, તે કદી બુઝાય નહી.
તમ વિના અમારા, દીવસ જતા નથી ગુરૂ;
અવરની પાસ વાત, પ્રેમની ન જાય કહી.
જાણું તેહ જાણીને, અજાણુ કહિ માને નહી;
સુરઇન્દુ મનમાં, સમજીને રેવું સહી ૧૧૫

## લોકોક્તિ અલંકાર કવિત.

આજ સુધી અંતરમાં, અભિલાખા એવી હતી;
કાગળ પતર અને, દરસ દેખાવથી.
મળવાની આશા મટી, પત્રનો વેવાર ગયો;
દુર થયા દરશન, તણા શુભ લાવથી.
અવળો અન્યાય થયો, હીરો હાથ થકી ગયો;
વક્ર કર્મ તણાં વાત, કેને જઇ કીજીયે;
આયુષ બળે જીવીને, દીનતો ગુજારવાના;
સુરઇન્દુ મળે નહી, દુઃખે દીન લીજીયે. ૧૧૬

## કવિત.

કર્મ જોગે જો કદાપી, હુકમ અમારો હોય;

સ્નેહિનું શહેર એક, બનાવું સરસ તે.
બજારની વાટ અને, પ્રેમ તણા હાટ માંહી;
લાજનાં કપાટ ખુલાં, મુકીયેં તે વખતે.
નયનનો સોદો કરી, રીઝ રૂડી મેળવીયે;
ભલી ભલી વાતોના, ભંડાર ભરી લીજીયે.
વિયોગને વિદ્યા કરી, સંજોગનો કાંટો લઇ;
હોંસની હવેલીમાં, વિહાર રૂડો કીજીયે. ૧૧૭

## ચિત્રાલંકાર. કવિત.

સોધરૂપી સમાધી, શરીર માંહ્ય લાગી રહી;
અંતરમાં ગેબી અજવાળાનો પ્રકાશ છે.
સારી કે નઠારી કોય, કહે તો સહન કરે;
રેં ન દીન વિલાસની, આશાયે ઉદાશ છે.
એવી ગતીમાં રહેને, આપ તણી જાણે આપ;
સરવ જગત થકી, વૃતિ જેની ન્યારી છે.
વિદેહીને પ્રેમ તણી, મતિ એક સુરચન્દ;
એવા પુરૂષના પંથ, તણી બલિહારી છે, ૧૧૮

## જાતિ સ્વભાવાલંકાર કવિત.

હેમ અને લોહ બને, સરખાં ગણે સદાય;
અમૃતને ઝેર એક, રીતે જેહ જાણે છે.
કિરતી કુડાં વચન, એક કરી આને મન;
ઊંચ અને નીચ બને, તુલ્યજ પ્રમાણે છે.
રાય અને રંક તેમ દીવસને રેન જાણો;
પ્રેમીને વૈરાગી એવી, વાત ઉર આણે છે.
સુરચન્દ સાચું કહે, પ્રગટ પ્રમાણ જુવો;
જીવન મુગત તેહ, જગતમાં માણે છે. ૧૧૯

## પ્રસ્ન દોહરા.

પ્રગટ પ્રેમનું ઝાડવું, જગમાં જે કહેવાય;
કોણ ચઢિને ઉતર્યો, કહો મુને કવિરાય. ૧૨૦

## ઉત્તર અધિકરૂપકાલંકાર. કવિત.

ઠીક માની થડને, વળગી રહ્યા જીવ કેક;
શાખા અને પત્ર માંહી, કે કનો ભટકતા.
કોઇતો પલાસ અને, મંજરીમાં લાગી રહ્યા;
કોઇ કળી તણે રસે, રીઝીને લટકતા.
કોઇને કટુક અને, કોઇકને મીષ્ટ મળ્યાં;
જેને જેવા મળ્યાં, તેવાં ફળે તે અટકતા.
સુરઇન્દુ પ્રેમના, તરૂસે ચઢી ઉતર્યો ન;
મનમાં માનીને મોજ, ચાલે છે ચટકતા. ૧૨૧

## અન્યોન્યાલંકાર. કવિત.

તમ થકી તેજને, પ્રકાશથી અંધારૂં લહે;
ઝાડો થકી શીતળતા, તણો ગુણ સહાય છે.
બરફથી ઉષ્ણતાને, અહીના મુખથી અગી;
સર તરૂ થકી વિષ, હેમ લોહ થાય છે.
લોહથી કુંદન અને, હંસથી બને છે કાગ;
કાગથી હંશને મણી, પથર કરાય છે.
પથ્થરથી મણી તેમ, દેવથી દાનવ બને;
અસુરથી સુર, પ્રેમ રીતી એ સહાય છે. ૧૨૨

## દ્રષ્ટાંન્તાલંકાર. કવિત.

વાતને સુગંધ તેમ, કમલ ને ભૃંગ એમ;
સરોવર તીરે જેમ, હંશ મન લાગે છે.

ચંદને ચકોર પેખો, ઘન ઘોર સાથે મોર;
ગાયન મધુરતાથી, મૃગ પ્રેમ જાગે છે.
નીરની સંગાથે જુઓ, મચ્છ તણો પ્રેમ જાગ્યો;
પુંગી નાદે મણીધર, વિષ સર્વે ત્યાગે છે.
અવર ઠેકાણે મન, ઠરે નહીં સુરઇન્દુ;
આપના દરસ તણી, ચાહ ઉર માગે છે. ૧૨૩

## વિભાવનાલંકાર. કવિત.

મુળ વિના ફળફુલ, લટકી રહ્યાં છે રૂડાં;
વૃક્ષ વિના વસુધાએ, છાંયાનો દેખાય છે.
પાંખ વિના પક્ષિ ઉડે, પાવ વિના ચાલે પશુ;
પણછ તૂટેલો તીર, દુર ઉડી જાય છે.
નીર વિના સાગરમાં, વાણનો ચલાવે એમ;
તાર વિના વિણા તણો, સૂર તેમ થાય છે.
સુરઇન્દુ સાચું કહે, દેખી લેજો દુનિયામાં;
પ્રેમીને પ્રયાસ વિના, સાધન પમાય છે. ૧૨૪

## વિશેષાખ્યાલંકાર. કવિત.

સુરજને ચંદ્ર વિના, આઠે પોર અજવાળું;
જોગ તથા ભોગ વિના, કળા અલૌકીક છે.
સુખ અને દુઃખ નથી, ત્રણ લોક થકી ન્યારો;
વેદને પુરાણ સૂત્ર, જે વડે રસીક છે.
આકાશને અવનીમાં, જોતાં જડતો નથીજ;
જાણનાર જાણે છે, અજાણને તો બીક છે.
પ્રેમનો અખેડો એવો, અધવચ લાગી રહયો;
સુરઇન્દુ પામ્યા તેને, જાણ્યો ઠાકા ઠીક છે. ૧૨૫

## અધિક રૂપકઅલંકાર. કવિત.

આનંદ અધિપતીને, અખંડ સચીવ સભા;
વિરહના વિદવાન, તે જગો વિરાજતા.
સાધન રૂપી છે શાહુ, સુરતા રૂપી બજાર;
વિચારના વ્યાપારેથી, ઉદ્યમે તે ગાજતા.
આવતાને જતા સ્વાસરૂપી, ત્યાં નોબત વાજે;
શીલ રૂપી કોટવાળ, કળા ક્રમે છાજતા.
સુરઇન્દુ પ્રેમના, નગરમાં નીહારી જોતાં;
કોણ ગલી જાવું નથી, ગમતેથી લાજતા. ૧૨૬

## મનહર છંદ.

કોઇ જન જતાં ગેહ, વાશીજ નીરાશી થાય;
કોઇ જન જતાં નીજ, પાડોશી પીડાય છે.
કોઇ જન જતાં પુર, પોતાનુંજ યાદ કરે;
કોઇ જવા થકી, નાત, નીરાશ જણાય છે.
કોઇ જન જવા થકી, આશ્રિત ઉદાશ રહે;
પ્રેમને લીધેજ પ્રાણી, અંતરે પિડાય છે.
કાઠિયાવાડ ને કચ્છ, કંઠાળમાં જોઇ એતો;
સ્વામિજી જવાથી બધે, ઊદાશી દેખાય છે. ૧૨૭

## દ્રષ્ટાન્તાલંકાર. કવિત.

જલધીના બુંદ માટે, બપૈયો કરે પોકાર;
તેમજ અંતર મારૂં, ગુરૂ નામ ચહે છે.
ચકવા ચકવી જેમ, નીશાયે પોકાર કરે;
તેમજ પુકાર કરી, લક્ષ જીવ લહે છે.
ભ્રમર મધુરતાને હરે, તેમ હુસ્યા કરૂં;
ચકોર ચંદ્રની પેરે, ચિત મારૂં ચહે છે.

ક્રિયે મગ આવે તેનો, ઉરમાં વિચાર કરૂં;
દીન રેંન ગુરૂને રટણે, જીવ વહે છે. ૧૨૮

## સમરૂપકાલંકાર. કવિત.

રૂદયા રૂપિ આ પિંજરામાં પડયો રહે છે જે;
કોઇ પ્રકારે તે ઉડવાને, નથી પામતો.
ધીરજતા રૂપ ચોખા, ચુગવાથી જેનું અંગ;
નત્નું બને છેજ પણ, નથી તે વિરામનો.
લોહી રૂપ નીરને તે, દીન રેન પીધા કરે;
સંકલ્પ વિકલ્પ રૂપી, પાંખને પસારે છે.
જેમ જેમ ગુરૂ તણું, ધ્યાન ચડે ચિત મધ્યે;
મનરૂપી પોપટ તે, એવી ગતી ધારે છે. ૧૨૯

## દ્રષ્ટાન્તાલંકાર. કવિત.

વાતને સુગંધ જેમ, કમળને ભૃંગ તેમ;
માન સરોવર સાથે, હંશ મન લાગે છે.
ચંદ્રને પેખી ચકોર. નજર ટકાવી રાખે;
મેઘ સંગે મોર તણી, પ્રીતી જેમ જાગે છે.
ગાન સાથ કુરંગને, નીર સંગ મચ્છ તેમ;
પુંગી નાદે નાગ જેમ, પ્રેમને લગાવે છે.
તેમ ગુરૂ સંગે જક, લાગી રહી સુરઈન્દુ;
વિજોગ અનળ મારૂં, કલેજું ધગાવે છે. ૧૩૦

## લાટાનું પ્રાસાલંકાર કવિત.

આમારાં બે નયનતે, દાશરૂપ બની અને;
તમારા પંથને દીન રેન, હેર્યા કરે છે.
વિરહરૂપી અનળેં, આવી અને ઘેરી લીધાં;

ઘડીયેં ઘડીયેં તેહુ થકી, આંસુ ઝરે છે.
વિજોગથી વારે વારે, બળ્યા કરે છેજ પણ;
પ્રેમની છોળયોથી, ઉમંગ અને રહે છે.
સુરચંન્દુ દરશન, પામિયેં તો શાંન્તિ થાય.
ગુરૂ વિના નેન મારાં, અવોગનાં લહે છે. ૧૩૧

## પ્રતિપાઅલંકાર. કવિત.

જેના મુખ માંહી જરી, કલંકનો અંક નથી;
રાહુ નડવામાં તે, સમર્થ ના જાણીયેં.
આખા ખલકનું લાવી, અમૃત ભરીને મુક્યું;
જેની કળા જ્યોતિ રોતે, ઘટે ન પ્રમાણીયે.
ચક્રવાક મધુકર. કમળને કોઇ હીન;
ભય કરનાર નથી, જાણો ગુરુ મારગીઓ.
ચંદ્રનું ગુમાન એની, આગળે ઉતરી જાય;
સુરચંન્દુ એવી ઉપમા, થકી વખાણીયે. ૧૩૨

## જરિની પછેડી ઓઢાડી તે વિશે.

### મનહર છંદ

જીરણગઢ નીવાસી, શ્રાવક સુજાણ કહું;
જેનો ગુરૂપર પ્રીતિ, ભાવ તે અધિક છે.
વિવેક કરીને નિત, સુપથે વાવરવાને;
હાવકો વખત જોઇ, ઠર્યું મન ઠીક છે.
ગોવિંદજી ગીરધર, પારેખ અટક એની;
નિરવાણ મ્હોછવ, વખતપર આવીયા.
લોભ કાઢિયાને, દુર કરીને દીપાવવાજ;
જરકશી જરીની, પછેડી સંગ લાવીયા. ૧૩૩

કારીગરની કરેલી. જરીથી ભરેલી
બહુ ધાટા બુંટા વાળી, જરૂણુ જણાય છે;
વેલ્યના વાળેલા વાંક, કશળે કર્શાને લીધા.
ગુણવાળી ચમકમાં સરસ ગણાય છે.
ઝગમગ ઝગમગ, તેજનો દેખાવ દીશે;
સુગુણી જનોમાં વાત, ઠામ ઠામ થાય છે.
આવી રૂડી માંડવીને, આપાવી છે સુરછન્દ;
ગીરધર ભાયે રૂડી, આપી તે સુહાય છે. ૧૩૪

દોહરા

આવણું ચાલે તેહને, સંભાળે નહિં કોય;
યાદ કરે આખુ જગત, ઉલટા ચાલ્યા તોય; ૧૩૫

કવિત મનહર

અરે જીવ બન્યુ જેમ, બનવાનું હતું તેમ.
તેનો પરિતાપ કીધે, ફરી નહિં પામીયે,
જગતમાંથી જાય છે તે, મળતું નથીજ કદી;
એવો છે નિયમ તેથી, મનમાં વિરામીયે.
પ્રેમ તણો પાસ તે તો. મહા મોહકારી છેજ,
તજીને અલગ વૃતિ ધર્મમાં લગાવીયે.
સુરછન્દુ સ્વામિની, પાછળ દાન પુન્ય કરો,
કલપાન્ત કરો નહીં, કલેજુ ધગાવીયે; ૧૩૬

ગાયન ૧ લું. માંડવીની રચના

રાગ બનજારો

લાવી કારીગર એકાંતે રચી, માંડવીની રચના તે; ટેક

---

૧ દયા.

ચારે દિશાએ ચોક બનાવ્યા. માંહિ ઓપીત રંગ ચડાવ્યા;
મન ખેદ તજીને ખાંતે, રચી માંડવીનાં રચના તે. ૧
શોભે સુખડના થંભ સારા, માંહી કોરણી કાંગરાવાળા;
કિર્ણ હેમની કાંન્તિ જેવા તે, રચિ માંડવીની રચના તે. ૨
ખંડે ખંડે દિવાલ જરીની. તેહુ દીપે અધિકી દીની;
ખરચે મન ધરીને ખાંતે. રચી માંડવીની રચના તે. ૩
રૂડી બેઠક માંહી બનાવી, પધરાવ્યા ગુરૂને લાવી;
ઉભા રહેવા મળે ન જગાતે, રચિ માંડવીનાં રચના તે ૪
કીધા તાક વાળી દરવાજા, દીપે સુવર્ણ સમ તે તાજા;
કરે કિરણ રંગ ભર્યા તે, રચિ માંડવીની રચના તે. ૫
ચાંદી હેમનાં કુશુમ સારાં, તેતો સોભા અધિક દેનારાં;
કહિ કોણ સકે સોભા તે, રચિ માંડવીની રચના તે. ૬
જાણે વેમાન વ્યોમથિ આવ્યું, દિપે દેવલો કેથી વસાવ્યુ;
એવી રચના જોતાં જણા તે, રચી માંડવીની રચના તે.૭
ચાલ્યા ઉચકી મધ્ય બજારે, દિપે દિવાકર સમ ત્યારે
ઘણાં વાજીંત્ર લેઇ સંઘાતે, રચા માંડવીની રચના તે. ૮
પડે પડઘમના પડછંદા, વદે શ્રાવક જેજે નંદા;
ધેંધેં ધેકટ નગારાં થાતે, રચી માંડવીની રચના તે. ૯;
સંગ પોલીસ કેરી ચોકી, બની સોભા અધિક અલોકીક
લુંટે અમીરસ વૃંદ આતે, રચિ માંડવીની રચના તે. ૧
રેંન ચપળાની જેમ ફરતા, ખુસી તેગે બધા વિચરતા;
આવ્યા હુકમથી સરખાતે. રચી માંડવીની રચના તે.૧૧
ઉડે અબીલ ગુલાલ અપાર, બહુ રંગીન કીધી બજાર;
સાજવાળા હિંડે સંઘાતે, રચિ માંડવીની રચના તે ૧૨
ચોક થકી જુવો દરવાજે, કોળાહળ થકી પુર ગાજે;

એવી ભીડ જનોની ભરાતે, રચિ માંડવીની રચના તે.૧૩
મેડી ગોખ અને અટારી, મળ્યા માનવીનાં જુથ ભારી;
ધરી ઉમંગ એમ સંઘાતે, રચિ માંડવીની રચનાતે૦ ૧૪
ચડે મેઘ ઘટાજ સમીપે, તેમ જુથ્થ ઉપરથી દીપે;
અલંકાર તણી વીજ થાતે, રચિ માંડવીની રચના તે ૧૫
ધન ધન તણો ત્યાં થાયે, જોતાં દ્રષ્ટી થકીજ જણાયે;
પૈસા રૂપ પતંગ દેખાતે, રચિ માંડવીની રચના તે. ૧૬
મોર બપૈયા તે રંગ રાગ, ખુશી સંધ્યા ગુલાલ અથાગ;
ગાજે ધન વાજાં સુર થાતે, રચિ માંડવીની રચના તે ૧૭
વાજે ભુંગળ દાદુર મોર, ઝાંમા તમરાંનો ત્યાં સોર;
જરી પછેડી ધનુષ જણાતે, રચિ માંડવીની રચના તે.૧૮
સુરઇન્દુ કહે કરજોડી, કેમ વરણવું છે ગતિ થોડી;
બની મંગળી જોડત આતે, રચિ માંડવીની રચનાતે. ૧૯

ગાયન ૨ જું.

કાંન્તા કેમ થશે. એ રાગ અગર નાથ નવ કરો વાત ઘર જવાનીરે. એ દેશી.

આજનો હવે દીવસ દુઃખ કારીરે. (૨)
ધીરજ જાય, નવ કેવાય, અથિર થાય,
નાવે હાય, સુખ સર્વ હારીરે. આજનો (૨) ૧
ગુરૂજી જયે, ભય ભરેલ ભારીરે ( ૨ )
જ્ઞાન તરંગ, ચઢીયા અંગ, થાય ભંગ,
આ પ્રસંગ, કાળજે કટારીરે. આજનો (૨) ૨
ગાદીના ચવે, દીપાવનાર અધિકારીરે; (૨)
સુન્ય કાર, સમજ યાર, કર વિચાર,
હરિ આધાર. ઝાંખી ગતી ધારીરે. આજનો (૨) ૩

આશ્રુતો શ્રવે, ચક્ષુએ અપારીરે; (૨)
જવાધિ દેવ, અહુમેવ, ધરિજ રેવ,
ફરિગે શેવ, છેલ્લી આ વિચારિરે. આજનો(૨) ૪
ગુરૂજી જવે, ગતિ ઉદાશ ધારીરે; (૨)
સુજે ન કામ, ફિર તમામ, તજીજ હામ,
ઉજડ ધામ, દિશે છે આ વારીરે. આજનો(૨)૫
સકળ આ ભવે, થયાજ ભય વિદારીરે; (૨)
આભાય ધામ, મળશે આમ, દિવસ જામ,
શુભ વિરામ, આશીશ એ અમરીરે. આ૦(૨)૬

ગાયન ૩ જુ. લલીત છંદ.

સગજ છવરે આજ શું થયું, રતન હાથશી ગુમ થઇ ગયું;
મન મુઝાઇને એમનો રહ્યા, કથન કોઇને જાય ને કહ્યાં. ૧
શકળ સાધના નાથરે તગે, તમવિના હવે દુઃખિયા અમે;
મધુર મુખની પ્રેમની ભરી, સરસ વાતને સુણતા હરી૦૨
ઉમંગ ઉપજે દર્શને નકી. અમી રસે કરી જાઇએ છકી;૩
આતુર એહવા કયાં મળે હવે, દિન થઇ રહ્યા સ્વામિજી જવે ૪
તમવિના હવે કેમ કીજીયે, મન મળે નહીં વાત બીજીયે;
વશિજ ખેડકે ખોત્ર આપના, તન તણા સહુ તાપ કાપના૦
કમળ નેનને નિરખતા અમે, મધુર મુખની વાણીતો ગમે,
અવર વખતમાં જો જતા વહી, ફરિ ફરી અને આવતા અહીં.૫
મનભર્યું રહે કાગળે નકી, ખબર પામતા એમ એ થકી;
આદર એ હવે આશનો મટી, અહર કાઢવા નામને રટી. ૬
અણિચિંતુ હવે આગતો હવું, ગુરૂ ગુરૂ કહી મુખથી લવું;
અમરચંદ આ વાતતો કહે, ગુરૂવિના હવે ધીર્ય ના રહે૦૭

## ગાયન ૪ થું

મેતાજીરે શું મહિ મુજ બતાવું. એ રાગ.

ગુરૂજીનાંરે કયારે દરશન થાશે, એ વિના ભયંકર ભાસે;ટેક
લાયકી જેનીરે લેખ મધ્યે લખાશે,કેમ વિરહ આ સહેવાશે.
તમ વિના તલખીયે દેવા, કયારે શાંન્ત પણે કરૂં સેવા;
ગળે મુકિત તણાં ફળ મેવા.
એમ તલખેરે અંતર અમારૂં પ્યારે,તમ વિના ભયંકર ભાસે
દુર દેશના દરશન કરવા, આવે હર્ષથી ચિત વાવરવા;
વૃત નિયમ રૂડા આચરવા.
એવા ઉરેથીરે વાત કરે ઉદાસે, તમ વિના ભયંકર ભાસે. ૨
કોઈ વાત તણા અભિલાખી, કોઇ ખુશી પરનોતર ભાખી;
કોએ દીલની વાતો દાખી, એજ પ્રકારેરે આવંતા હુ-
લાસે તમ૦ ૩
એમ નરનારીનાં વૃંદ, આવે ફિર ફરી આનંદ;
ટળે તેહ તણી મતિ મંદ, એવા જનમાંરે વાતો વળી
વંચાસે. તમ. ૪
તમે શાંન્ત સ્વભાવજ ધારી, ખટકાય તણા હિતકારી;
તજી દુનિયાદારી ખારી, એવું ધારીરે દુર કરી બધી
પ્યાસે. તમ. ૫
સદ્ બોધથી બહુ સમજાવ્યા,તેથી સરવને અંતર ભાવ્યા;
કદિ રોષ ઉરં નવ લાવ્યા, કર્યું માફીરે દિલ ન-
જાણ્યું દાસે. તમ ૬
મળવાની મટી ગઇ આશા, તેથી નાખે જનો નીશાસા;
દીધ વિજોગે ઉરમાં વાશા. મન મોહનરે કઇ જગોએ
મલાસે તમ ૭

જગ મિથ્યાત છે એમ જાણી, તજો મોહ તમે સહુ પ્રાણી;
રાખો સદૈવ બુદ્ધિ શાણી, સદભાગીરે સ્વામિ મારા
કહેવાશો. તમ૦ ૮

દીસ દયાળુ દેવજી સ્વામી, જેહ ગયા સ્વર્ગ પદ પામી;
તેના ખરે ખરી પડી ખામી, ગામ ગામેરે ગુણીજનો ગુણ
ગાસે. તમે૦ ૯

તેતો તણું તારણ મુજ સ્વામી, અમ તણા એ અંતર જામી;
સુરચન્દુ કહું શીર નામી, નથી મળવારે રેવું હુવેશી આસે.
તમ૦ ૧૦

## ગાયન ૫ મું.

દશા આશી થઇ મારી, કરમની છે ગતિ ન્યારી. એ રાગ

સુણો મુજ વાત તે યારો, દુઃખદ છે પાંચમો આરો;
સાખી-સુખીયા લોગમાં એકતે, જડે ન જગમાં કોય;
નજર કરી નીહાળતાં, દુઃખમાં ડુબ્યા જોય
કઠણ આ કાળ છે કેવો, અરથ એ અંતરે લેવો સુણો૦૧
સાખી-ગુણવંતા ગાદીપતી, સીધાવ્યા સુર લોક,
મુઝાઇએ મનમાં અતિ, વાધ્યો સઘળે શોક;
પંડિત મરણને પામી, ગયા સુરલોકમાં સ્વામી સુણો૦૨
સાખી-સંઘાડો સુધારિયો, મુખી થઇ માહારાજ;
સુચી પણેથી સાચવી, લાખેણી સુમ લાજ.
સાધુ પણે થઇ સુરા, કર્યા છે કર્મના ચુરા. સુણો૦૩
સાખી-ફરતા ફેલ તજી તમે, કરતા જ્ઞાન પ્રચાર;
હરતા પિડા હર વખત, ભરતા ગુણ ભંડાર.
રીયા બહુ મન વિચારી, તજાવી પાપના યારી. સુણો૦૪

સાખી-શેકડો જન સંભારસે, નહી વિસરસે નામ;
શાંન્તપણાના ગુણ તે, ઠરીયા ઠામે ઠામ;
હવે કયાં જઇએ દેવા, મળે નહી આપના જેવા.સુણો.૫
સાખી-જંડ જનોને અંતરે, દયા ઉતારી દેવ;
કઠોર અંતર કુમળાં, કીધાં છે તતખેવ;
અનિતી ઉરથી ટાળી, નાંખ્યો છે ગર્વને ગાળી.સુણો૦૬
સાખી-કોણ હવે કેશે ગુરૂ, ભલી વાતોના ભેદ,
આ અભાગી અંતરે, છટ દઇ પડીયા છેદ.
વીજોગી વાત તે એવી, કેની જઇ આગળે કેવી.સુણો.૭
સાખી-એવાનો વિરહો થતાં, ખરો ઉપજ્યો ખેદ,
ખીન થયા વિચાર સહુ, અંતરની ઉમેદ;
અરે આ તુટીયો મેરૂ, કઠણ દુઃખ કાળજા કેરૂં.સુ૦૮
સાખી-સ્નેહ ધરી સભા વિશે, નજીક રાખતા નાથ,
સુર લોકે સંભારશો, સારો જોઇને સાથ;
પ્રેમે પરલોકમાં દેવા, કરીશું સ્નેહથી શેવા. સુ૦ ૯

ગાયન ૬ ઠું.

ગઇ ગ્રીસ્મ થયું ચોમાસું, વિરહિ વરસાવે આસું એ રાગ
ગયો જેષ્ટ ચોમાસું આવ્યું, ગુરૂ વિના મિથાત ગુમાવ્યું.
બપૈયા પિયુ પોકારે, ગુણી રાગ મલ્લાર ઉચારે;
મોર નાદ કરે આ વારે.
એવું જોઇ આજ, તજી સહુ કાજ, ગયા શિર તાજ;
તેથી નવ ભાવ્યું, ગયો જેષ્ટ ચોમાસું આવ્યું. ૧
થાયે વિજ તણા ચમકારા, વરસે મે મુશળ ધારા,
કરે પતંગીયા પલકારા.

જોઇ એ રંગ, થયો મન ભંગ, ગુરૂ વિના અંગ,
વીરહે મુજાવ્યું, ગયો જેષ્ટ ચોમાસું આવ્યું. ૨
ગગને ઉંચો ઘન ગાજે, દાદુર ડરાવે અવાજે,
સુણી શબ્દ તિમરીના લાજે.
નિરખીને નીત, થયો ભય ભીત, હરાયું ચિત;
હરી વિના લજાવ્યું, ગયો જેષ્ટ ચોમાસું આવ્યું ૩
દયાળુ દેવજી સ્વામી, જતાં પડી બહુ ખામી,
સુર ઇન્દુ દુખ પામી.
રાગને રંગ, થયા સહુ ભંગ, ગયો ઉછરંગ;
હૃદય ભરમાવ્યું, ગયો જેષ્ટ ચોમાસું આવ્યું. ૪

ગાયન ૭ મું.

સૈયર દુખ શું દાખવું, અગર માન તજીદેને મુરખા એ રાગ.
સ્વામી મારારે સોભાગીયા ગયા પરલોકે આજ;
આ લોકેથીરે આળવી, સુધારી સહુ કાજ. સ્વામિ. ૧
ગોંડલ સંઘાડાની ગાદીયે, બિરાજ્યા બુધિવંત;
દીપાવી દીલ ઉમંગથી, પામ્યા પદ મહંત. સ્વામિ. ૨
નાજુક વયમાં નાથજી, ભાવે દિક્ષા લિધ;
સમતાથી સરવો પરી, થયા દેશ પ્રસિદ્ધ. સ્વામિ. ૩
સંઘાડો રૂડો સોભાવીયો, ધારી વિનય વિવેક;
અવગુણ કેને ન આવીયો, એવિ સાચવી ટેક. સ્વામિ. ૪
ભાલ ચળક તુંરે ભાળિયે, ઓપે અમી ભરી આંખ;
એળાપીને મળવા તણી, રહી ઉર અભીલાખ સ્વામી. ૫
વદન કમળ વિલોકતાં, હરતું હરદમ હોય;
વૈરાગ વિનાની વાતડી, કદી ભાળી ન કોય સ્વામિ. ૬

સદૈવ સરવ સંભારસે, નહિ વિસરે નામ;
ગુણી જન ગાસે ગ્રંથમાં, ગુણ ગામો ગામ. સ્વામિ. ૭
સુની કચેરી સ્વામી વીના, સુનાં વાણી વખાણ;
અલુણું લાગે છે આ સમે, જાતાં જીવન પ્રાણ. સ્વામિ ૮
ગાજતું સ્થાનક ગોંડલે, સ્વામિ વડિયે સદાય;
નજર કરીને નિહાળતાં, જોતાં સુનું જણાય. સ્વામિ. ૯

માઢ પદ ૮ મું.

ગાદીધર સુરજી સ્વામિનો,હો સુણજ્યો સ્વર્ગ વાશ.
વળી વળી વિવેકે કરીને, વંદન બે કરજોડ.
ગુણ નીધી ગુરૂ દેવ તમે છો, ભવનાં બંધન છોડ હો.
સુણજો. ગા૦ ૧
પુજય ડુંગરસી સ્વામીની પાટે, ભીમજી સ્વામી ભાણ;
તસ શીશ્ય હુવા નેણસી મુની, તે પછી આપ સુજાણ.
હો સુ. ગા૦ ૨
નાજુક વયમાં નાથજી આપે, છોડી દીધો સંસાર;
સુગુણ ભરીયા સ્વામીજી મારા, તાર્યાં ઘણાં નરનાર.
હો. સુ. ગા૦ ૩
કચ્છ કંઠાળને કાઠીયાવાડે, હાલારને મારવાડ;
બહુ લોકોને બોધ પમાડયો, પુરો માને પાડ. હો સુ.ગા૦ ૪
ગોંડલ સંઘાડા કેરી, ગાદી દીપાવી ગુરૂ દેવ;
હજુરે રેતા હોંશ ધરીને, સદાય કરતા શેવ. હો.સુ,ગા૦ ૫
અમી તણો રસ ઉપજે અંતર, વાંચે રૂડું વખાણ;
વૈર વીરોધ તજીને વસતા, સ્વામી વચન સુજાણ.
હો સુ ગા૦ ૬

એહ તણો વિરહો પડવાથી, અંતર અતી અકળાય;
સુરઇન્દુ એ સ્વામી વીનાનું, દીલ ખુશી નવ થાય.
હો સુ ગા૦ ૭

कवित. मनहर.

दोहरा चोसठ अने, कवित छोंतेर कीधां;
सोरठा ओगणी ढाळ, चारज सुहावी छे;
ढाळ तणी गाथा पुरी, भडताळी कीधी एम.
गायन रसीक आठ, देसी तो देखावी छे.
गुणतो गमार कदी, दीलमां न धारी लहे;
रसीकने प्रेमनी, नीशानी खर भावी छे.
अेकसोने साठ जेमां, छंदनो समास कीधा;
देवजी स्वामी विरह, बुक आ बनावी छे.

साहित्य बावनी. दोहरा.

काम क्रोध दूरे रहे, मळे समता सुगिद्ध;
एक धरम आराधतां, सफळ मनोरथ सिद्ध. १
उतावळयथी नव बने, कहिये पण सत संग;
तरस्यो खोदे कुंप जळ, प्यासी पाये न गंग. २
श्रावक त्यां अवगुण नही, गुण तेनाज गणाय;
गणिये नहीं जो दुजणी, पाडुं मारे गाय. ३
खातरी करती चोगणी, अवगुण पातिना गाय;

जतुं न जाण्युं नागरी, मुशळ पुजा मांय. ४
सदविद्या पढियो तथा, सार न लीधी सीख;
पारस मणिने बाटके, भटजी मागे भिख. ५
जेनो जे स्वभाव छे, तजे न तेह खचीत;
गांगर तूंज पलाणिये, उंट तणी ए रीत. ६
मुरखने उपदेश दें, उलटो क्रोध भराय;
जो मेमणनें माछलुं, सामे पुरे जाय. ७
पापे पेट भरे जहां, त्यां तजवो बकवाद;
मसाण मोदकमां कसो, एलायचीनों स्वाद. ८
नेह न करसो कोइसुं, मीत बहु दुःखदाय;
लक्कड लाडु खाय ना, खाय बहु पस्ताय. ९
फडाकुट संसारनी, कदि न छुटे यार;
कदी बापना बापने, रोता नावे पार. १०
दया विनानो धर्म जे, समता वीण संसार;
डाटा मारे खाळमां, रहे उघाडां द्वार. ११
आ कुटंबमां आपणी, कोइ न आवे साथ;
लंका मांडि लुंटया, मुशळ लैनें हाथ. १२
अगनानीने करगरे, मनें बतायो गम;
कुवे पडे मशालची, सहनुं टाळे तम. १३
सार न समजे वातमो, सुणे थइ चकोर;

सो मण तलथी छुं थयुं, रह्युं अंधारुं घोर. १४
बुढाने दई बाळकी, करियावर करनार;
रंडापण तो रोकडुं, एत्रातण उधार. १५
कर्म विनानो गुण ते, चढे न उंचे ठाम.
दळनारिना दीकरा, गुलाबरायजी नाम. १६
जुटा मांह्ये राचतां, निश्चे मळसे नर्क;
झूले अधवच मुपना, नहिं हिंदू नहि तर्क. १७
गुंण तपासो जीवडा, रुप नवि तुं जोय;
रुडुं काकण हार फळ, भितर ल्याळा होय; १८
स्वान सकट पेरे कहे, हुं समजुंछुं गुढ;
घोडे वेसी गांठडी, माथे राखे मुढ. १९
चाळा करतो चोगणा, माने न ः र व्र वाण;
तार अचानक तुटसे, जंत्र तणो तुं जाण. २०
दर्खीने नव राचीये, गुण रुपने जोय;
चटक रंगना चार दी, सरखा कादि न होय. २१
मोटा मोटा वहि गया, हजी डापणने भेळ;
नाहि त्रणमां नाहि तेरमां, नहि छपनने मेळ. २२
स्वारथथी सारुं सहु, स्वारथ सम अंकोर;
अजगर भांसे अळसीयुं, मरघ भासे मोर. २३

कर्म आगळ चाले नहि, साचा जठा बोल;
रजने तो परवत करे, परवतनें रज तोल. २४

काळ तणे मुख आविया, पछि कर्शो अफसोस;
वाळ्यां ते तो वेरवां, संकोचे संतोष. २५

नरताथी मळसे नरक, सव पंथे छे शीव;
कर्म प्रमाणे थाय छे, मर्म न जाणे जीव. २६

सीधे सुखी रहे नर्की, अवळे नव आरुढ;
वेची उंघ ऊजागरो, मेळ्ये ले सीद मुढ. २७

लोभि संचे लाख धन, पण अंते पस्ताय;
किडी कण संच्या करे, ते तो तेतर खाय. २८

धर्म करोने जीवडा, जो प्रिति उरे होय;
नदी नाव संजोग छे, कोनुं छे नहि कोय. २९

आ दुनियानुं सुख ते, जोइ न हरखो यार;
हरखी अज लीलुं चरे, कसाइ केरे द्वार. ३०

मारुं माने मुरखो, मुंढ मति थइ दिंग;
मुषक खोदे मन दइ, भोगवे तेह भोरिंग. ३१

कपट करसे जेह जन, दुःख भोगवसे जात;
खाडो खोदे ते पडे, एह अनादि वात. ३२

जावुं छे नकी जीवडा, तेमां नहि संदेह;
फूल्युं ते करमाय छे, सत्य उखाणो एह. ३३
वांका चालो विश्वमां, सत्ये थसो निहाल;
दरमां पेसे पांसरो, वांको सघळे व्याल. ३४
उपर होयँ तो बोलियें, नहिं तो तजियें सोर;
भेंस कुदका तो नभे, द्रढ खीलानुं जोर. ३५
वणसे जग हांसी करे, विघन निश्चे थाये;
तृथा पहदो पेटनो, खोल्येथी पत जाय. ३६
आभ चळे मेरु डगे, मुंझाये नव मत्य;
एम जगतमां जाणवुं, वचन वडानुं सत्य. ३७
लाभ अचानक जो मळे, कदी थाये जो हाण;
जेसे जे बगडी गयुं, भविप हतुं ते जाण्य. ३८
पशुओ पण समजे खरां, होये हेत जरुर;
हरि विश्वास हजुर छे, अविश्वासथि दूर. ३९
दुःखरूपी दुनियां खरी, निश्चे मन तुं जाण;
दळतां दळतां बुकियें, तेज लाभ परमाण. ४०
मान मरतघो जाय छे, होये चतूर सूजाण;
माग्याथी मरवुं भलुं, माग्ये मोटी हाण्य. ४१
आ दुनियामां जाणवि, खरी खरनें मेर,

सागर खारो छे सदा, अचरत मिठी लेर. ४२
बगडयुं ते सधरे नहिं, सधरे जोइने लाग;
घणुं घस्याथी उपजे, चंदन मध्ये आग. ४३
उघाडां थइ उठिये, परमारथे न एब;
गज पगलामां सरवनां, पगलां थाये गेब. ४४
निचानी सोबत थकी, मले न उंचुं मुल;
कोइ देवशीर नव चडे, आवळ केरां फूल. ४५
हृदय अवरनां भेदीने, जो न धुणावे शीर;
ते कविताने बाणने, व्यर्थ जाणजे वीर. ४६
अप कीरति ते मरण छे, सद् किरति सुख खाण;
मळसे हिरो लाखनो, तजे विनानो पहाण. ४७
रमणी दीपे शीळथी, जो धरमिष्ट होय.
चंद अने तारा गणे, सरवरी सोभे सोय. ४८
दन थोडा जो दूःखना, मित्र अरि परखाय;
भग पडतां मोति विशे, किमत अदकी थाय. ४९
वाडा किधा जुजवा, धर्म गुरुयें योग्य;

न कर्यो जुदो कोइये, जन्म मरणनो जोग. १०
रेति पीले मानवि, तेल कादि न पमाय;
वाका खळ सठ पुरुषने, बोध तेम नवि थाय. ५१
सील दया संतोषथी, जाणो सुख अनुकुळ;
मेर खेरने बंदगी, कुरान केरुं मूळ. ५२
गरजे घन वरसे तदा, नवा अंकुर सुहाय;
निती वाक्य सूणता थका, सूरइन्द्र सुख थाय. ५३



## સુઘરેલા વિશે છંદ ચોપાયાની ચાલ.

ધન આગલનો મદ નવ ધારે; ઘરમાં બનેન ઘેલો;
જોબન સામું જરી ન પેખે, તે કહિયે સુધરેલો. ૧
પરમારથના કામ વિષે તે, પડેજ પોતે પેલો;
અનીતીથી રહેજ આળગો, તે કહિયે સુધરેલો. ૨
પાડોસીને વિપત ન પાડે, સગાં થકી સંપેલો;

ઘરમાં સરખાં સૌને રાખે, તે કહિયે સુધરેલો. ૩
બુંટ સ્ટોકીણ પેરીને પણ, મમને નહી મચેલો;
ઉછાંછળાની ટેવ ન અંગે, તે કહિયે સુધરેલો. ૪
હલકી વાતે હાસે નૈને, રહે સરવથી છેલો;
સારા મત સહુ જનને આપે, તે કહિયે સુધરેલો.૫
એવાં કૃત્યો કરે ન કદીયે, જોવી પડેજ જેલો;
સરખે મારગ સદૈવ ચાલે, તે કહિયે સુધરેલો. ૬
વડીલો પાર્જીત વાવરવાનો, શાસ્ત્રે નીયમ કહેલો;
સદૈવ ચાલે તે પ્રમાણે, તે કહિયે સુધરેલો. ૭
વાંચે ગ્રંથો સદ મારગના, સાચા સંગ મચેલો;
કુડી વાતો કદી ન ચિંતવે, તે કહિયે સુધરેલો. ૮
જુઠું ભાષણ ભણે ન જીભે, ચતુરને આસએલો;
ડેંમસુવર જીભે નવ ઉચરે, તે કહીયે સુધરેલો. ૯
ગંજીફો કે ચોપડ બાજી, તેની કરે ન હેલો;
જુગટા સામુ જુવે ન કદીયે, તે કહિયે સુધરેલો. ૧૦
શેવક કે સ્વતંત્ર થઇને, જડજ કદી બનેલો;
તોપણ પેટ ન હલકું રાખે. તે કહિયે સુધરેલો. ૧૧
બગીચેં બેસી ફરે હંમેશાં, પોચું સહુથી પેલો;
એમ કહી અસ્વો નવ રગડે, તે કહિયે સુધરેલો.૧૨
ખાદી કે મખમલ પેરેને, હૈયે નહી હરખેલો;

સરખાં સહુ ભુષણુને માને, તે કહિયે સુધરેલા. ૧૩
બડાઇ પોતાની નવ બોલે, ઉર ઉછરંગ અડેલા;
ઉદાશી કદીયે નવ આણે, તે કહિયે સુધરેલા. ૧૪
શુરઇન્દુ તો સાચું કેછે, ઉત્તમ કુલ જનમેલા;
સદ્‌ગુરૂ સાચા સોધી કાઢે, તે કહિયે સુધરેલા. ૧૫

---

## राग परभाती.

पुरन पदवी तमकी पा[1] पकरे[2] तव पावेरे;
पापी होकर पा पकरे, सीवपुर सोइ सीधावेरे. पु. १
पा पकरो सब संतो प्यारे, पा पकरो मुज यारोरे;
पापीकी जग कीरति बडतहे, पा पकरये निस्तारोरे.पु.
पा पकरे एक चित्ते प्रानी, द्रढ नैष्टिक व्रत धारीरे;
प्रेमे पा पकरत जब प्रानी, गर्भवास भय हारीरे. पु. ३
प्रेमे भक्ति रस पा पी प्रेमे, तव सीवपुरिका वासीरे;
पा पी होना मन कृत वचने, सोइ कहत संन्यासीरे.पु.४

---

१ चरण सदगुरुनां. २ पकड.

मुद्दसें पा पकरो मज यारो, पनः गमन उर टारीरे.
पा पकर्या सो अमर पद पायो, सूरइन्दु देख बि-
चारीरे. पुरन. ९

पद.

दल खोजो द्विअर्थि. नाथ केसे गजको बंध छोडायो.
ए राग.

समज पीरे याद करि दलखोजो, तज पीर घटे समबोजो.
समज. टेक.

बडे पीर अरु छोटेभी पीरहे, पेख मकरबो जो जो;
अबर होयके कबरकों राचत, पीर बसतहे रोजो. स. १
छोटे बडे सब पावतहे डर, पीरकी हुकम आजो;
नात सब नमें राह एकीहे, पीरमें राचत जोजो. स. २
जनाजेमें पीर अरु ब्याहमें पीरहे, फीरत पीरांकी फोजो.
घर संसारमें पीर लगतहे, बढ गयो पीरको बोजो. स. ३

कवित द्विअर्थि.

चढे घनघोर आइ, पयोधी परसतहे;

१ पीडा. २ सोयो.

अंबरकी छटा वेसी, देखत सो न्यारीहे.
तरुनी लसत वेली, चारु चांत जानतहे;
चंचल सुनेंन न, चकोरी गति सारिहे.
बांनीसु पिक बोले, भृंहरीसुं चाप जानो;
अैसे मन भावनकों, रीझा वन हारीहे.
सूरइन्दु सत्य बदे, सुनहु सुजान भैया;
यातो विचारो यारो, पावसके प्यारीहे.

कवित. चतुरर्थी.

पास वसे ताहीपर, चढीके हुलासी रहे;
आठो जाम थाको, विसवास मन धारीहे;
फीरत फिरावतहें, त्यों त्यों फल देत भारी;
लपेटी रहत अरु, बढावत भारीहे.
नीकटनां तजे नेह, विकट ज्यों भासे कबु;
अपनो जानीके सोइ, सदा सुखकारीहे.
सूरइन्दु सत्य बदे, सुनहु सुजान भैया;
यातो बिचारो विद्या. वेली. के नृप. नारीहे.

# અગાઉથી નામ ભરનાર સાહેબોનાં નામ.

૧૧૮ રા રા શામજી બોડા મારફત શ્રી જેતપુર.
૫ દામડીઆ ગોવીંદજી રણછોડ. ચાંડલી.
૧૮ શ્રી લોલીકા મોરારજી વાઘજી મારફત.
૫ શ્રી લીબડી. વોરા મારફત.
૧૦ મેતા. કાળા ભવાન મેવાસા.
૧૦ શા. સાંકરચંદ તારાચંદ અમદાવાદ.
૧૦ શા. કરશનજી મુળચંદ રાજકોટ.
૫ શ્રી કોઠારીયાના શ્રાવકો તરફથી.
૧૮ શ્રી વાડળ. શા. દામોદર દેવચંદ.
૮ શ્રી કાળાવડના શ્રાવકો.
૨૦ વકીલ હેમચંદ બેચર મારફતે મહેરબા-
ન હાલાર પ્રતની કચેરીના કારકુન તરફથી.
૮ શ્રી મજવડાના શ્રાવકો.
૨૫ શ્રી ગોંડલના થાનક ખાતે.
૯ મોદી. જેચંદ હરખચંદ મારફત રાજપરા
૧૦ શા. ચુનીલાલ ભાઇચંદ [illegible] દીસા કાંમ્પ.
૧૧ પરચુરણ, ૧૩૦

આ સીવાય પાછળથી આવેલનાં નામ પ્રગટ થયા નથી.



# શ્રી ઉપાસંદશાસુત્ર. સાતમું અંગ.

ગણધર સુધર્માસ્વામિ કૃત તેનું સુદ્ધ ગુજરાતીમાં ભાષાંતર તે થોડા રોજમાં તૈયાર થશે જેમાં દશ શ્રાવકનો અધિકાર ઘણો રસીક અને જ્ઞાનમય વરણવેલો છે. તેની મુળ કીમત ઘણી અને વળી માગધી ભાષામાં તેથા તેનો લાભ બધાને સરખો શ્રાળતો નથી તે ખોટ પુરી પાડવા સારૂ અમારા તરફથી ગુજરાતી ભાષામાં તૈયાર કરવામાં આવેલ છે ને તેની કીંમત ફકત અગાઉથી પૈસા ભરનાર પાસેથી દશ આના ને નામ નોંધાવનાર પાસેથી બાર આના તેમજ પાછળથી શવા રૂપીઓ લેવામાં આવશે માટે સુજ્ઞ શ્રાવકો તે લેવા ચુકશો નહીં ફકત અમારા લાભ તરફ લક્ષ નહીં રાખતાં ઘણી અરતી કીંમત રાખેલી છે ને ટપાલ ખરચ તે ઉપરાંત જુદું છે. સત્વર નીચે સંહી કરનારને ખબર આપશો.

સુ. મેંગણી } શેવક

૧—૪—૯૮ } અમરચંદ તવાનના યથા યોગ્ય.

તા. ક. શ્રાવક નામના પુસ્તકની માગણી આવે છે પણ તેનાં પાંચસો નકલનાં ગ્રાહક મલશે. ત્યારે બહાર પાડવામાં આવશે.